A

# MANUAL OF MAHOMEDAN CIVIL LAW.

CONTAINING

PRINCIPLES OF THE LAW, AND SEVERAL LEGAL OPINIONS RELATING THERETO,

TOGETHER WITH

Abstracts of a few selected decisions on the same subject.

TRANSLATED FROM ENGLISH,

BY

**DEWAN BAHADOOR MANIBHAI JASABHAI,**

AND

**CHHOTALAL SEVAKRAM.**

THIRD EDITION

REVISED AND ENLARGED

WITH

A copious digest of cases decided by the Indian High Courts and the Privy Council.

Published by Lallubhai Surchand.

AHMEDABAD.

Printed at the "UNION PRINTING PRESS."

***1891.***

# જલ્દ

# મુસલમાની દિવાની કાયદો.

એમાં તે કાયદાનાં મૂળતત્વ, તે સંબંધી કેટલાએક

કાયદાના અભિપ્રાય, તથા

તેને લગતા ઉપયોગી ફેસલાના સાર સહિત.

ઈંગ્રેજી ઉપરથી

દીવાન બહાદુર મણીભાઇ જસભાઇ,

તથા

છોટાલાલ સેવકરામે

કરેલું ભાષાન્તર.

આવૃત્તિ ત્રીજી.

સુધારા વધારા સાથે.

હિંદુસ્તાનની હાઇકોર્ટો તથા પ્રિવિ કૌંસિલે કરેલા

ફેસલાના મ્હોટા ડાઇજેસ્ટ સહિત.

પ્રસિદ્ધ કરનાર લલ્લુભાઇ સુરચંદ.

અમદાવાદ.

"ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ" માં છાપ્યો.

............

સન ૧૮૯૧.

4083

RAO SAHEB

WASUDEVA JAGANNATH KIRTIKAR,

INSTRUCTOR OF LAW IN THE GUJERAT PROVINCIAL COLLEGE, AHMEDABAD

AND

VAKEEL OF THE HIGH COURT OF BOMBAY AND OF THE COURTS IN GUJERAT, THE DECCAN, AND THE CONKAN.

This Manual is respectfully dedicated as a slight, but sincere token of gratitude for the instruction received at his hands.

By his obliged and obedient Pupils,

THE TRANSLATORS.

રાવસાહેબ વાસુદેવ જગન્નાથ.

કીર્તિકર.

અમદાવાદની ગુજરાત પ્રાવિન્શિયલ કૉલેજમાં

કાયદાના શિક્ષા ગુરૂ.

અને

મુંબાઈની હાઈકોર્ટના તથા ગુજરાત, દક્ષિણ અને

કોંકણની કોર્ટોના વકીલ:

એમને

આ લઘુ ગ્રંથ,

એમના હાથ નિચે મળેલી કેળવણીના આશીંગણપણાની

અલ્પ પણ, ખરા અંતરની નિશાની દાખલ,

એમના આભારી અને આજ્ઞાંકિત શિષ્યે, ભાષાન્તરકર્તાએ,

એમની

માનપૂર્વક અર્પણ કર્યો છે.

# PREFACE.

Notwithstanding the partial recognition by our Courts of the Mahommedan Civil Law, there are no works on the subject in the Gujerati language; and it is with a view to supply, in some measure, this long felt want, that the present Manual is prepared and presented to the public.

We have endeavoured to make the subject treated of in this Manual as intelligible as possible should, however, any faults appear, the reader will, we trust, treat them with indulgence in consideration of this being our first attempt at translating a Law work.

Our thanks are due to Mr. Aparao Bholanath for the assistance he has given us in revising a part of this work.

*Ahmedabad 15th October* 1866. } M. J.
C. S.

# ADVERTISEMENT.

This Manual is divided into three parts. The first treats of Inheritance, Gift, Legacy, Sale, Marriage, Divorce, Debt and Security, &c., and is the translation of a "Manual of Mahommedan Civil Law" by V. Sada Gopah Charloo Esquire, Pleader in the late Sudper Court at Madras.

The second part comprises a few of the legal opinions given in the Courts of the Bengal Presidency on the subjects of Inheritance, Gift &c. This is taken from Sir William Mc. Naughten's "Principles and Precedents of Mahommedan Law." The subject of the Mahommedan Law of Inheritance being very intricate, the translators have thought it proper to give a greater number of cases in illustration of it, than any other subject.

The third part contains abstracts of a few selected decisions on points connected with the Mahommedan Law, passed by the Sudder and High Courts of Bombay, by the High Court

Calcutta and Madras, and by Her Majesty's Prevy Council. This information is extracted from the published Reports of Cases decided by those Courts.

The above is interspersed with the translator's own notes on several points which appeared to them to require explanation, and with a few necessary additions from the aforesaid work of Sir William Mc. Naughten and from the Hindu and Mahommedan Law by Professor Arther Houston of the Dublin University.

A glossary of difficult words occurring in this translation is given at the end of the Manual.

## PREFACE TO THE THIRD EDITION.

The first edition of this manual of Mahomedan Law was published in A. D. 1866 and the second in A. D. 1871. Since then the original manual of Mr. V. Sada Gopah Charloo has passed through several editions. In the absence of any good works on Mahomedan Law in Gujerati, there has been a great demand for this manual. This fact has induced the translators to bring out the present edition. With a view to make it as useful as possible to practitioners and to students, the work has been carefully revised and enlarged. At the end has been appended a digest of cases decided by the Indian High Courts and the Privy Council, which, we, hope, will help the practitioners, who are unable to consult English works upon the subject.

We take this opportunity of tendering our hearty thanks to Messrs. Damubhai Dayabhai Mehta M. A. B. Sc. L. L. B. and Sarabhai Vahalabhai Majmudar B. A. L. L. B. for the trouble they have taken in revising the book and preparing the digest appended to this edition.

BARODA,
*1st September*
*1891.*

MANIBHAI JASBHAI.
CHHOTALAL SEVAKRAM.

# પ્રસ્તાવના.

આપણી કોર્ટોમાં મુસલમાની કાયદાના નિયમ પ્રમાણે કાંઇક વહિવટ ચાલતા છતાં એ વિષે ગુજરાતી ભાષામાં જોઇએ તેવું કોઇ પુસ્તક નથી, માટે એ તંગી કેટલેક દરજ્જે મટાડવાના હેતુથી આ લઘુગ્રંથ તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

આ લઘુગ્રંથનો વિષય જેમ બને તેમ સમજ પડે એવો કરીને અમે બનતો યત્ન કરયો છે, તોપણ જો કાંઈ ભૂલચૂક જણાય તો વાંચનાર, કાયદાના પુસ્તકનું ભાષાન્તર કરવામાં આ અમારો પ્રથમ પ્રયત્ન છે, એ વાત ધ્યાનમાં રાખી ક્ષમા કરશે, એવી અમારી આશા છે.

આ ગ્રંથનો કેટલોક ભાગ સુધારવામાં રાજેશ્રી આપારાવ ભોળાનાથે અમને મદદ કરી તે માટે અમે તેમના આભારી છીએ.

અમદાવાદ તા૦ ૧૫ અક્ટોમ્બર સન ૧૮૯૬. } મ૦ જ૦ છો૦ સે૦

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

મુસલમાની દિવાની કાયદાના આ લઘુ ગ્રંથની પ્રથમ આવૃત્તિ સન ૧૮૬૯ માં અને બીજી આવૃત્તિ સને ૧૮૭૨ માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. ત્યાર બાદ મી. **સદા ગોપા ચાર્લુના** મૂળ ગ્રંથની કેટલીક આવૃત્તિઓ થઈ છે. ગુજરાતી ભાષામાં મુસલમાની કાયદા સંબંધી સારૂં પુસ્તક ન હોવાથી આ ગ્રંથને સારૂ ઘણી માગણી થાય છે: ને તેથી કરીને હાલની આવૃત્તિ તૈયાર કરવાનો ભાષાંતર કર્તાઓનો વિચાર થયો છે. વકીલોને અને વિદ્યાર્થીઓને આ લઘુ ગ્રંથ બને તેટલો ઉપયોગી થઈ પડે એવા હેતુથી તેમાં સંભાળથી સુધારા તથા વધારા કરવામાં આવેલા છે. પુસ્તકને છેડે હિંદુસ્તાનની હાઈકોર્ટો તથા પ્રિવિકાઉન્સિલે કરેલા ફેસલાઓનો ડાઇજેસ્ટ એટલે સાર ઉમેરવામાં આવ્યો છે. અને અમે આશા રાખીએ છીએ કે એ વિષયપર અંગ્રેજી ગ્રંથો જોવાનું જેનાથી ન બની આવે તેવા વકીલોને તે ઘણા મદદકર્તા થઈ પડશે.

મી. દામુભાઈ ડાહ્યાભાઇ મહેતા એમ. એ. બી. એસસી. એલ. એલ. બી. અને મી. સારાભાઇ વહાલાભાઇ મજમુદાર બીએ. એલ. એલ. બી. એઓએ આ ગ્રંથ સુધારવામાં તથા છેડે આપેલો ડાઇજેસ્ટ તૈયાર કરવામાં જે મેહેનત લીધી છે તે બદલ આ જગ્યાએ અમે તેઓનો અંતઃકરણથી આભાર માનીએ છીએ.

| | |
|---|---|
| **વડોદરા** | **મણીભાઇ જસભાઇ.** |
| તા. ૧ લી સપ્ટેમ્બર સન ૧૮૯૧. | **છોટાલાલ સેવકરામ.** |

# સૂચના.

આ ગ્રંથના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. પેહેલા ભાગમાં, વારસો, બક્ષિસ, વસિયતનામું, વેચાણ, લગ્ન, તલાક, દેવું અને જામીની વગેરે બાબતના નિયમો છે, અને એ મદ્રાસની સદર કોર્ટના વકીલ સદર ગોપાલ ચાર્લુ ઇસ્કવાયર એમણે બનાવેલા મુસલમાની કાયદાના પુસ્તકનું ભાષાંતર છે.

બીજા ભાગમાં બંગાળા ઈલાકાની દિવાની કોર્ટોમાં મુસલમાની કાયદા વિષે અભિપ્રાય આપવામાં આવેલા તેમાંના કેટલાએક અભિપ્રાય પ્રશ્નોતરમાં છે. આ બાબત "મુસલમાની કાયદાનાં મૂળતત્વો અને પૂર્વદૃષ્ટાંત" એ નામના સર વિલિયમ મેકનાટને બનાવેલા ગ્રંથમાંથી લીધેલાં છે. મુસલમાની કાયદામાં વારસાની બાબત સંચપેચ ભરેલી છે, તેથી તે વિષેના દાખલા જુદે લેવામાં આવ્યા છે.

ત્રીજા ભાગમાં મુંબઇની સદર અદાલત અને હાઇકોર્ટમાં કલકત્તા અને મદ્રાસની હાઇકોર્ટમાં તથા રાણીસાહેબની પ્રિવિકૌન્સિલમાં મુસલમાની કાયદા સંબંધી થયલા ફેસલામાંના થોડાએક ચુંટી કાઢેલા ફેસલાનો સાર છે. આ બાબત એ કોર્ટોના પ્રસિદ્ધ થયલા રીપોર્ટમાંથી લીધેલી છે.

આ શિવાય જ્યાં જરૂર જણાઈ ત્યાં ભાષાતર કર્તાએ પોતાની તરફથી ટીકા આપેલી છે. અને ડબ્લિનની યુનિવર્સિટિના પ્રોફેસર આર્થર હુસ્ટન એમણે બનાવેલા હિંદુ અને મુસલમાની કાયદામાંથી તથા સર વિલિયમ મેકનાટનના સદરહુ પુસ્તકમાંથી થોડોક ઉપયોગી વધારો પણ કરેલો છે.

આ ભાષાંતર કરવામાં કેટલાએક અપ્રસિદ્ધ અને કઠણ શબ્દ દાખલ કરવાની જરૂર પડી છે, તેના અર્થ સમજવાને વાંચનારને સુગમ પડે માટે આ પુસ્તકને છેડે એક કોષ આપવામાં આવ્યો છે.

# અનુક્રમણિકા.

## ભાગ. ૧ લો.

### મુસલમાની દિવાની કાયદાનાં મૂળતત્વ.

## પ્રતિભાગ. ૧

### વારસા બાબત.



## પ્રતિભાગ. ૨

### બધી જાતની બક્ષિસ વિષે.



ચ.

## પ્રતિભાગ. ૩

### કરાર વિષે.



## પ્રતિભાગ. ૪

### સંસારનાં સગાં વાહાલાં.



## પ્રથમ ભાગમાં વધારો.

### વારસાની વેહેચણીના નિયમ.



## ભાગ. ૨

### બંગાળા ઇલાકાની દિવાની કોર્ટોમાં મુસલમાની કાયદા સંબંધી અભિપ્રાય આપવામાં આવેલા તેમાંના થોડા એક અભિપ્રાય.

---

## ભાગ. ૩

### મુસલમાની કાયદાને લગતા કોર્ટોના થોડાએક ઉપયોગી ફેંસલાનો સાર.

---



---

### હાઇકોર્ટોના તથા પ્રિવિકાઉન્સિલના ફેંસલાનો ડાઇજેસ્ટ (કેસ)

૫૦૪૧

# ભાગ ૧.

## મુસલમાની દિવાની કાયદાનો લઘુ ગ્રંથ.

---

### પ્રતિભાગ ૧.

## વારસો.

### પ્રકરણ ૧.

### સામાન્ય વિચાર.

---

૧. મુસલમાન લોકોનો દિવાની કાયદો હિંદુના દિવાની કાયદાની પેઠે બેશક ધર્મને લગતો છે. અને એવું માનવામાં આવ્યું છે કે એ કાયદો સાક્ષાત ઇશ્વરે જણાવેલો છે. કાયદાનું સ્વરૂપ.

૨. મુસલમાની કાયદાનાં ઉત્પત્તિસ્થાન ચાર છે. (૧) કુરાન; (૨) સનાહ અથવા હદીસ એટલે દંતકથાનાં સાધન વડે પરંપરાથી ચાલતાં આવેલાં મહમદનાં વચન, કૃત્ય, અને કાહાણીઓ; (૩) ઇજમાયા એટલે સમ્મતિ, જેમાં પેગંબરના સોબતીઓ તથા તેમના શિષ્યોએ કરેલા ફેસલા છે. (૪) કયાસ, આ ગ્રંથમાં સનાહ અને ઇજમાયાનો કુરાન સાથે મુકાબલો કરીને મળતાં સિદ્ધાંત કાઢેલાં છે. કેટલાક પંથના મુસલમાનો કયાસનું પ્રમાણ બીલકુલ મંજુર ગણતા નથી. કાયદાના ઉત્પત્તિસ્થાન.

૩. અ અબુહનીફા અને તેના બે શિષ્યો અબુ અબુહનીફા

અને તેના શિષ્યો. — યુસફ અને ઈમામ મહુમદનાં લખાણ બંગાળા અને હિંદુસ્તાનમાં સર્વથી વધારે મ્હોટા આધારવાળાં ગણાય છે. જ્યારે બન્ને શિષ્યોનો મત તેમના ગુરૂથી જૂદો હોય ત્યારે ન્યાયાધિશ તે બેમાંથી ગમે તે મત સ્વિકારે. જ્યાં શિષ્યોમાં મત ભેદ હોય ત્યાં જે મત અબુહુનીફાના મત સાથે મળતો આવે તે પસંદ કરવો. ન્યાય સબંધી બાંબતોમાં ઈમામ મહુમદ કરતાં અબુયુસફનો મત વધારે પસંદ કરવામાં આવેછે.

કાયદાના શાળા સંપ્રદાય. — ૩. કાયદાના બે મ્હોટા શાળા સંપ્રદાય છે. એક સુની અથવા સુમાર્ગી અને બીજો શિયા અથવા કુમાર્ગી. અલી ગાદીપર બેઠો તેને લીધે જે રાજદ્વારી તકરારો થઈ તેથી આ બે પંથ નીકળ્યા, જેઓએ અબુબેકર, ઓમર અને ઓથમાનના ગાદીએ બેસવાને મદદ કીધી તેઓ સુની કહેવાયા. જેઓ અલીના પક્ષને વળગી રહ્યા તેઓ શિયા કહેવાયા. સુનીના મત હિંદુસ્તાનના ઘણા ભાગમાં ચાલે છે. શિયા જેને વળી ઈમામિયાનો પંથ કહેછે, તેનું સ્થાન લખનોરમાં છે, પરંતુ ત્યાં પણ એ પક્ષના મત ઘણે દરજ્જે ચાલતા નથી.

ભાષ્યકર્ત્તા અને પ્રમાણ પુસ્તક. — ૪. મુખ્ય ભાષ્ય કર્તા અને પ્રમાણ પુસ્તક આ છે. (૧) હિદાયા, જેનું ભાષાન્તર હેમિલ્ટને કરેલું છે; (૨) સીરાજયા,[1] નામે, વારસા વિશેનું પુસ્તક, જેનું ભાષાન્તર સર વિલિયમ જોન્સે કરેલું છે; (૩) શરીફિયા, એ સીરાજયા ઉપર ટીકા છે, અને એનું ભાષાન્તર સં-

---

૧. આ પુસ્તક ફક્ત સુનીના પંથને લાગુ છે.

જેમાં **સર વિલિયમ જોન્સે** કર્યું છે; (૪) 'મુસલમાની કાયદાનાં મૂળતત્વ અને પૂર્વ દૃષ્ટાંત,' એ નામનો **સર ડબલ્યુ. એચ. મેકનોટનનો** રચેલો મુળ ગ્રંથ ઇંગ્રેજી ભાષામાં; (૫) વારસાના કાયદા બાબત **બેલી**કૃત લઘુ ગ્રંથ; (૬) એજ ગ્રંથકારનો રચેલો વેચાણ સબંધી મુસલમાની કાયદો; (૭) **ફતવા આલમગીરી,** એમાં કાજીઓએ મુસલમાની કાયદા વિશે મત આપેલા તે **અવરંગજેબ** પાદશાહના હુકમથી એકઠા કરેલા છે. અને એના થોડા ભાગનું **બેલીએ** ભાષાન્તર કરેલું છે; (૯) વારસા, બક્ષીસ, વગેરે બાબતનો **એલબરલિંગ** કૃત લઘુ ગ્રંથ.

૫. **સુની** અને **શિયા** એ બેહુના મત પ્રમાણે વારસા સબંધી મુસલમાની કાયદાનું મંડાણ **કુરાનના** નિચે લખેલા વાક્ય ઉપર છે.

વારસાના કાયદાનો પાયો.

"તમારાં છોકરાં સબંધી પરમેશ્વરે તમને આ રીતે આજ્ઞા કરેલી છે. બે દીકરીઓને જેટલો ભાગ મળે તેટલો ભાગ એક દીકરાને મળવો જોઇએ. પણ જો ફકત દીકરીઓ હોય અને બે કરતાં વધારે હોય[1] તો મરનાર જે મિલકત મુકી જાય, તેનો ⅔ ભાગ તેઓને મળવો જોઇએ, અને જો એકજ દીકરી હોય તો તેને અડધો ભાગ મળવો જોઇએ; અને મરનારને જો ફરજંદ હોય તો તે જે મિલકત મુકે તેનો છઠ્ઠો ભાગ તેની માને, અને છઠ્ઠો ભાગ તેના બાપને મળવો જોઇએ; પણ જો તેને ફર-

---

૧. **ભાષાન્તરકર્ત્તાની ટીપ**—કલમ ૩૬ નિચેના કોઠા ઉપરથી જણાશે કે બે દીકરીઓ હોય ત્યારે પણ તેઓ બચે મિલકતના ⅔ મળે છે.

જંદ ના હોય તો અને તેનાં મા બાપ તેનાં વારસ છેતો તેની માને ત્રીજો ભાગ મળવો જોઇએ; અને જો તેને ભાંડું હોય તો તેણે જે મૃતદાન ઠરાવ્યું હોય તે આપ્યા પછી અને તેનું દેવું ચૂકવ્યા પછી જે બાકી રેહે તેનો છઠ્ઠો ભાગ તેની માને મળશે. તમે જાણતા નથી કે તમારાં મા બાપ કે તમારાં છોકરાં તમને વધારે ઉપયોગી થવાનાં. વળી જો તમારી બાયડીઓને ફરજંદ નાં હોય તો, તેઓ જે મિલકત મુકી જાય તેનો અડધ ભાગ નો તમે દાવો કરી શકો; પણ જો તેમને ફરજંદ હોય તો તેમણે જે મૃતદાન ઠરાવ્યું હોય, તે આપ્યા પછી, અને તેમનું દેવું ચુકાવ્યા પછી જે બાકી રેહે તેનો ચોથો ભાગ તમને મળશે. જો તમારે ફરજંદ ન હોય, તો તમે જે મિલકત મુકો તેનો ચોથો ભાગ તેઓને મળશે. પણ જો તમારે ફરજંદ હોય તો તમે જે મૃતદાન ઠરાવ્યું હોય તે આપ્યા પછી, અને તમારૂં દેવું વાળ્યા પછી જે બાકી રેહે તેનો આઠમો ભાગ તેમને મળશે. અને જો કોઈ બાયડાની અથવા બાળડીની મિલકત નો વારસો કોઇ દૂરના સગાને મળે, અને જો બાયડાને કે બાળડીને ભાઈ અથવા બેહેન હોય તો તે બેમાંના પ્રત્યેકને એ મિલકતનો છઠ્ઠો ભાગ મળશે; પણ જો એથી વધારે હોય તો મરનારે જે મૃતદાન ઠરાવ્યું હોય તે તથા તેનું દેવું આપ્યા પછી જે બાકી રેહે તેના ત્રીજા ભાગમાં તેઓ સરખાં હિસ્સેદાર થશે. પણ આથી વારસોને કાંઈ નુકશાન થવું ન જોઇએ.

"કેટલીક બાબતોમાં તેઓ તારો અભિપ્રાય પુછશે તો તેમને તારે કહેવું કે આપેનાં સગા સબંધી પરમેશ્વરે આ નિર્ણય જણાવ્યા છે. જો કોઈ ભાયડો ફરજંદ વગરૂ ગુજરી જાય, અને તેને બેહેન હોય તો, તેને તે જે મિલકત મુકી જાય. તેનું અડધ મળશે, અને જો બેહેનને ફરજંદ ના હોય તો, તેનો વારસ ભાઇ થશે; પણ જો બેહેનો બે હોય તો તે (ભાઇ) જે મિલકત મુકી જાય તેને ⅔ ભાગ તેઓ બંને વચ્ચે મળશે; પણ જો ભાઈઓ અને બેહેનો ઘણાં હોય તો બે બેહેનોને જેટલો ભાગ મળે, તેટલો ભાગ એક ભાઇને મળશે."

૬. વારસા સબંધી નિચેના સામાન્ય નિયમો મુસલમાની કાયદાને ન્યારા છે. સામાન્ય નિયમ.

૭. વારસાની બાબતમાં સ્થાવર અને જંગમ અથવા બાપદાદાની અને આપ કમાઇની મિલકતમાં કાંઈ ભેદ નથી. બધીજાતની મિલકત સરખી રીતે વારસામાં અપાઇ શકે છે.

૮. જેષ્ટત્વના કારણથી કાંઈ શ્રેષ્ટ હક મળતો નથી. શિયાશાળા સંપ્રદાયમાં જયેષ્ટત્વ વિશે કલમ ૭૮ જુઓ. જેષ્ટત્વ વિશે.

૯. મીલકતનો વારસો લેવામાંથી બાયડીઓને બાતલ કરવામાં આવી નથી, તેમ મિલકત પરસ્વાધીન કરવાનો તેમને સંપૂર્ણ અખત્યાર છે. સ્ત્રીને ગમે તે રીતે મિલકત મળી હોય તોપણ તે તેના પોતાના વારસોને મળે છે. બાયડીઓને બાતલ રી નથી.

૯. અ. મુસલમાની કાયદામાં દત્તવિધાન માનેલું નથી; દત્તવિધાન.

તેથી ધર્મવિધાન થવાથી વારસાનો હક્ક મળી શકતો નથી.

વારસાનો હક પ્રાપ્ત દેવો.

૧૦ કોઈ માણસની મિલકત તેના મુવા પછી તેના હયાત વારસોને મળે છે, ને તેઓને તે તુરતજ લેવાનો હક્ક છે. પણ પ્રતિનિધિત્વનો હક્ક, એટલે મરણ પામેલા સ્ત્રી અગર પુરૂષનો જે વારસ તેની હયાતીમાં ગુજરી ગયો હોય તેના પ્રતિનિધિ તરીકેનો હક્ક ચાલતો નથી, કેમકે નજદીકનાં સગાં હોય તો દૂરનાં સગાં વારસમાંથી બાતલ થાય છે.

ખારીજ કરવું.

૧૦. અ બાપ પોતાની મિલકતની પોતાની હયાતીમાં વેહેંચાણ કરે ત્યારે કોઈપણ વારસને વારસાના હક્કમાંથી બાતલ કરવાને મુખત્યાર છે. પણ બાપે ફક્ત વારસનો ઈનકાર કર્યો હોય તેથી કરીને બાપના મરણ પછી વારસાના હક્કને કાયદા પ્રમાણે કંઈ બાધ આવતો નથી.

દૃષ્ટાંત—જો અ ત્રણ દિકરા અને પોતાની હયાતીમાં ગુજરી ગયેલા ચોથા દીકરાનો દીકરો મુકી મરી જાય તો, એ દીકરાના દીકરાનો હક્ક નહિં પોહોચતાં અ ના હયાત દીકરાનો હક્ક પોહોચે છે, કારણ કે અ ની મિલકત તેની હયાતીમાં તેના ગુજરી ગયેલા દીકરાને મળી શકત નહી. પરંતુ જો વારસાની વાસ્તવિક વેહેંચણ થતા પેહેલાં, પણ વારસાનો હક્ક થયા પછી, એમાંનો કોઈ દીકરો ગુજરી જાય તેની હયાતીમાં વેહેંચણ થઇ હોત તો, તેને જે હિસ્સો મળત, તે હિસ્સા ઉપર પ્રતિનિધિત્વના હક્કથી તેના વંશજોનો દાવો પોહોચે છે.

ભાગ મુકી દેવો.

૧૧. વારસોમાંનો કોઈ પણ કાંઇ મૂલ્ય માટે પો-

તાના ભાગના વારસા ઉપરથી હાથ ઉઠાવી શકે છે; તે પણ વેહેંચણ કરતી વખતે તેને વારસમાં ગણવો જોઇએ; કારણ કે નહિ તો બીજા ભાગીદારના હિસ્સામાં ફેર પડે.[1]

૧૨. અનૌરસ સંતતિને તેમની મા અને માના બ અનૌરસ સંતતિ.

---

૧. ભાષાન્તરકર્તાની ટીપ—દ્રષ્ટાંત કોઈ ગુજરી ગએલી સ્ત્રીની મિલકતના વારસ તેનો ધણી, મા અને એક કાકો છે. આગળ બતાવવામાં આવશે તે પ્રમાણે ધણી અને મા કાયદાસર વારસ છતાં તેમના હિસ્સા ½ અને ⅓ છે, અને તેમને મળતાં બાકી રેહે તે કાકાને શેષાધિકારી તરીકે મળે. મરનારની મિલકત છ લાખ રૂપૈઆની છે એવું ધારતાં ઉપરના નિયમ પ્રમાણે ધણીને ત્રણ લાખ, માને બે લાખ, અને કાકાને બાકીનો એક લાખ મળવા જોઇએ. પરંતુ ધણી એ મિલકતમાંથી માત્ર બે લાખ રૂપૈઆ લેઈ પોતાનો હિસ્સો છોડી દે છે. હવે જો ધણીને વારસમાં ન ગણતાં તેના બે લાખ બાદ કરી મરનારની મિલકત ચાર લાખની ગણીએ તો, માને ચાર લાખનો ⅓ મળે, પણ કાયદા પ્રમાણે છ લાખનો ⅓ લેવાનો તેનો હક્ક છે, માટે એમ ઠરાવ્યું છે કે જો ધણી ભાગ મુકી દે તોપણ તેને વારસામાં ગણવો જોઈએ; એટલે મરનારની મિલકત છ લાખની ગણી તેનો ⅓ એટલે બે લાખ રૂપૈઆ, માને આપવા. અને બાકીના ચાર લાખમાંથી બે લાખ રૂપૈયા, જે લેઇ ધણી પોતાનો હિસ્સો મુકી દેવા કબુલ કરે છે, તે ધણીને આપવા; અને બીજા બે લાખ કાકાને શેષાધિકારી તરીકે મળશે. મેકનોટનકૃત 'મુસલમાની કાયદાનાં મૂળતત્વ અને પૂર્વ દ્રષ્ટાંત,' એ પુસ્તકની કલમ ૮૭ જુઓ.

ણીના સગા તરફથીજ વારસો મળી શકે છે, પણ બાપ તરફથી મળી શકતો નથી.

ગર્ભમાંથી અવતરેલી પ્રજા.

૧૩. વારસનો જન્મ થયેલોજ જોઇએ એવી કાંઈ અગત્ય નથી, જે સખસનો વારસો લેવાનો તે દાવો કરે છે તેના મરતા પેહેલાં જો તે ગર્ભમાં હોય, અને પછી જીવતો જન્મ્યો હોય, તો કાયદા સબંધી કાર્યને માટે બસ છે.

સરખી પાયરીના પુરૂષો અને સ્ત્રિયોના હિસ્સા.

૧૪. સમાન પાયરી[1]ના સ્ત્રી અને પુરૂષને જ્યારે સંઘાતે વારસો મળે છે ત્યારે સ્ત્રીનો ભાગ પુરૂષના ભાગ કર્તાં અડધો છે. આ નિયમ મા અને બાપની બાબતમાં તથા આંગળીઆટ ભાઇઓ અને બેહેનોની (એટલે જેમની મા એક અને બાપ જુદા જુદા) બાબતમાં લાગુ પડતો નથી. બાકી બીજી સર્વ બાબતમાં લાગુ પડે છે.

પુર્ણ રકતના અને અર્ધ રકતના વારસ.

૧૫. સમાન પાયરીના વારસોમાં અર્ધ રકતના વારસ કરતાં પુર્ણ રકતના વારસનો હક અધિક ગણાય છે. આંગળીઆટ ભાઇઓ અને બેહેનોની (એટલે જેમની મા એક અને બાપ જુદા) બાબત આ નિયમમાં અપવાદ છે.

વારસો હક ન પોહોચવાનાં ચાર કારણ.

૧૬. વારસામાંથી બાતલ થવાનાં ચાર કારણો છે. (૧) ગુલામગીરી; (૨) મનુષ્યવધ; (૩) ધર્મભેદ; (૪) પ્રજા ધર્મભેદ.

---

૧. ભાષાન્તરકર્ત્તાની ટીપ—જે માણસથી સગાઇ ગણવી હોય તેનાથી પેઢીમાં જેઓ સરખે અંતરે હોય તેઓ સમાન પાયરીનાં સગાં છે. જેમકે ભાઈયો અને બેહેનો, ફોઈ અને કાકા, માશી, અને મામો ઈત્યાદી.

૧૭. મનુષ્યવધથી વારસો મળવામાં એટલોજ પ્રતિબંધ થાય છે કે, જે સખસ મરાયો તેની મિલકતનો વારસો મારનારને મળતો નથી. સુનીના મત પ્રમાણે જાણી જોઇને અથવા અજાણતાં ગમે તેમ મનુષ્યવધ થવાથી વારસો મળવામાં અટકાવ થાય છે. પણ શિયાના મત પ્રમાણે તો મનુષ્યવધ જાણી જોઇને થયો હોય ત્યારેજ વારસા ઉપરથી હક્ક ઉડે છે. ખુન કર્યાનો ફકત શક આવ્યાથી કોઇનો વારસાનો હક્ક જતો નથી. ગુન્હો પૂર્ણ રીતે શાબીત થાય તોજ હક્ક જાય છે. મનુષ્યવધ.

૧૮. બાકીની ત્રણ હરકતો દૂર થઈ છે. ગુલામગીરી સન ૧૮૪૩ ના આકટ ૫ માથી; ધર્મભેદ સન ૧૮૫૦ ના આકટ ૨૧ માથી; અને પ્રજાધર્મભેદ મુસલમાની રાજ્યનો નાશ થવાથી. ૧૮૫૦ નો ૨૧ મો એકટ જ્યારથી અમલમાં આવ્યો ત્યાર પેહેલાંની બાબતોને તે લાગુ નથી. એ એકટ અમલમાં આવ્યા પછી થયલા ધર્મભેદનેજ તે લાગુ છે. બાકીનાં ત્રણ કારણો.

૧૯. કોઇ ગુજરેલા સખસની મિલકતનો વારસો એકજ વખતે એક કરતાં વધારે વારસોને પોત પોતાના નિયમી આપેલા ભાગ પ્રમાણે મળી શકે છે; અને એકજ વખતે થોડોક ચઢતી પેઢીમાં જાય, અને થોડોક ઉતરતી પેઢીમાં જાય. અનેક વારસો.

૨૦. પ્રેતક્રિયા સબંધી ખરચ અને કરજ એ વશિયતનામાથી આપેલું દાન પેહેલાં આપવું. અને વાશિયતનામાથી આપેલું દાન બાકીની મિલકતના ત્રીજા ભાગ વારસા ઉપર જુમ્મેદારી.

જેટલું હારસને વારસો વેહેચી આપ્યા પેહેલાં આપવું જોઇએ.

વેહેચણ થયા પેહેલાં મિલકતમાં વધારો. ૨૧: કાયદા પ્રમાણે વેહેચણ થઈ નથી, ત્યાં લગી મિલકત મરનારની ગણાય છે; તેથી તે મરી ગયા પછી તેમાં કાંઈ વધારો થાય તે એ મિલકતનો ભાગ ગણાય છે.

---

## પ્રકરણ ૨.

### સુનીના મત પ્રમાણે ઉત્તરાધિકાર વિશે.

### ખંડ ૧.

### ઉત્તરાધિકારનો અનુક્રમ.

---

વારસના સાત વર્ગ. ૨૨. કોઈ ગુજરી ગએલા સખસની મિલકતનો વારસો લેવાને હક્કદાર.[1] વારસના સાત વર્ગછે, તેમની વિગત.

(૧) કાયદાસર હિસ્સેદાર.[2]
(૨) શેષાધિકારી.
(૩) દૂરનાં સગાં.
(૪) કરારથી ઠરાવેલો ઉત્તરાધિકારી.
(૫) માની લીધેલો સગો.
(૬) સર્વસ્વમૃતદાનગ્રાહી.
(૭) સરકાર.

---

૧. વારસ એ શબ્દ કોઈ ગુજરનાર સખસની મિલકતના ઉત્તરાધિકારીને માટે વાપરેલો છે.

૨. મુસલમાની કાયદામાં જેને શેષાધિકારી કહે છે, તે હિંદુધર્મશાસ્ત્રના કાયદાસર વારસને કાંઇક મળતા આવે છે; અને જેને કાયદાસર હિસ્સેદાર કહે છે તે હિંદુધર્મશાસ્ત્રમાં જેને ઉપજીવિકાના હક્કદારી કહે છે તેને કાંઇક મળતા આવે છે.

૨૩. કાયદાસર હિસ્સેદાર[1] એ ગુજરી ગયેલાના અમુક સગા છે, જેઓને વાસ્તે કાયદામાં કેટલાક મુકરર ભાગ ઠરાવેલા છે. એ ભાગ વારસા ઉપરની જુમ્મેદારી પતાવ્યા પછી પ્રથમ આપવા જોઇએ. પરંતુ કાયદાસર હિસ્સેદાર અને શેષાધિકારીની સંખ્યા અને વર્ગ પ્રમાણે આ ભાગ સમુળગા નથી અપાતા, અથવા તેમાં વધારો ઘટારો થાય છે. કાયદાસર હિસ્સેદાર.

૨૪. કાયદાસર હિસ્સેદારના હક્ક પતાવ્યા પછી બાકી રહેલી મિલકત લેવાને મરનારનાં જે બીજા સગાનો હક્ક પોહોચે છે તેમને શેષાધિકારી કેહે છે. કાયદાસર હિસ્સેદારની સંખ્યા અને વર્ગ પ્રમાણે શેષધન ઓછું વધતું થાય છે. શેષાધિકારી.

---

૧ ભાષાન્તરકર્ત્તાની ટીપ—જે મિલકતની વેંહેચણ કરવાની છે તેમાં જેઓને અમુક નક્કી કરેલા હિસ્સા મળે છે તેમને હિસ્સેદાર કેહે છે. જેમકે, કોઇ માણસ એક અથવા વધારે વિધવા મુકીને મરી જાય, અને તેને કાંઈ છોકરાં ન હોય તો તે વિધવાઓ વચ્ચે મરનારની મિલકતનો ¼ મળે છે, માટે તેમને કાયદાસર હિસ્સેદાર કેહેવાય છે.

કાયદાસર હિસ્સા જ્યા પછી બાકીની મિલકતના જે હક્કદારી છે તેમને શેષાધિકારી એટલે શેષધન લેનાર કેહે છે. દૃષ્ટાંત, કોઇ માણસ વિધવાઓ અને દીકરા મુકી મરી જાય તો, વિધવાઓએ તેમના કાયદાસર હિસ્સા બદલ મરનારની મિલકતનો ⅛ લીધા પછી બાકીનું દીકરાને મળશે, માટે દીકરા શેષાધિકારી છે. વળી કેટલાંક સગાં એવાં છે કે કોઇ પ્રસંગે કાયદાસર હિસ્સેદાર ગણાય, અને કોઇ પ્રસંગે શેષાધિકારી ગણાય. દાખલો—જો કોઈ માણસ દીકરો મુકવા વગર,

દુરનાં સગાં.

૨૫. જેઓ કાયદાસર વારસ નથી અને શેષાધિકારી પણ નથી એવા ગુજરનારના સર્વ સગાંને દુરનાં સગાં કેહેછે.

કરારથી ઠરાવેલો ઉત્તરાધિકારી.

૨૬. આ ત્રણ વર્ગનાં સગાં ન હોય તો કરારથી ઠરાવેલા ઉત્તરાધિકારીને, એટલે, એક પરાયો આદમી, જેને મિલકતના માલિકે વારસ ઠરાવ્યો હોય અને જેણે એ ઠરાવની વાત કબુલ રાખી હોય એવાને મળે છે.

માનીલીધેલો સગો.

૨૭. એના પછી માની લીધેલો સગો એટલે કોઇ પરાયો માણુસ જે પોતાના સગા જેવો છે એવું ગુજરનારે માન્યું હોય, અને એ રીતનું તેનું માનવું પાછળથી કદી ફેરવ્યું ન હોય, એવો સખસ ઉત્તરાધિકારી થાય છે.

સર્વસ્વમૃતદાન ગ્રાહી.

૨૮. આના પછી ઉત્તરાધિકારી સર્વસ્વ* મૃતદાનગ્રાહી, એટલે જેને ગુજરનારે પોતાની બધી મિલકતનું

---

માત્ર દીકરીઓ મુકીને મરી જાય, ત્યારે દીકરીઓ કાયદાસર હિસ્સેદાર છે અને તેમને મરનારની મિલકતનો ⅔ હિસ્સો મળશે. પરંતુ જો કોઇ માણુસ દીકરા અને દીકરીઓ બંને મુકીને મરી ગયો હોય તો, હરેક દીકરાને જે હિસ્સો મળે તેના કરતાં હરેક દીકરીને અડધો હિસ્સો મળવાનો હક છે. અને દીકરા શેષાધિકારી છે તેથી આવે પ્રસંગે દીકરીઓ પણ શેષાધિકારીમાં ગણાય છે.

તોપણ કેટલાંક સગાં એવાં છે કે તેઓ સર્વ પ્રસંગે કાયદાસર હિસ્સેદારજ રેહે છે. જેમકે, વર અથવા વહુ. તેમ કેટલાંક સગાં એવી છે કે હમેશાં શેષાધિકારીજ ગણાય છે, જેમકે, દીકરા, કાકા, ઇત્યાદિ. હુરેટનકૃત હિંદુ અને મુસલમાની કાયદાનું પૃષ્ટ ૧૦૮ જુવો.

* સર્વસ્વ એ શબ્દ મરનારની તમામ મિલકત મૃતદાનમાં આપી એવું બતાવવાને વાપરેલો છે.

વશિયતનામાથી દાન આપ્યું હોય તે છે. પરંતુ અહીં જણાવવું જોઇએ કે, જો મરનારના સગાંમાંનું કોઇ પણ જીવતું હોય તો, મરનાર આવું દાન કરી શકતો નથી.

૨૯. ઉપર લખેલા સખ્સોમાંનો કોઈ પણ ન હોય તો, મિલકત સરકાર દાખલ થાય છે. સરકાર દાખલ થવું.

---

# ખંડ ૨.

## કાયદાસર હિસ્સેદાર.

---

૩૦. હિસ્સા આ પ્રમાણે હોય છે. $\frac{1}{2}$, $\frac{1}{4}$, $\frac{1}{8}$, $\frac{2}{3}$, $\frac{1}{3}$ અને $\frac{1}{6}$. હિસ્સા.

૩૧. હિસ્સેદાર[૧] બાર છે, તેમાં ચાર પુરૂષ અને આઠ સ્ત્રીઓ છે, તેમની વિગત. હિસ્સેદાર.

| પુરૂષ. | સ્ત્રી. |
|---|---|
| ૧. બાપ. | ૧. દીકરી. |
| ૨. ખરો દાદો.[૨] | ૨. દીકરાની દીકરી |
| ૩. આંગળીઆટ ભાઈ ૨ | ગમે તેટલી ઉ– |

---

૧. આ હિસ્સેદાર મરનારનાં સગાં સમજવાં.

૨. ખરો દાદો તેને કહેવો કે ગુજરનારની સાથે જેના સગપણની અંદર કોઈ ઓરત આવી જતી નથી. જેમકે બાપનો બાપ, તેનો બાપ, ઈત્યાદિ.

ખોટો દાદો તેને કહેવો કે જેના પેઢીમાં (એટલે ગુજરનારની સાથે

(એટલે મા એક અને બાપ જુદા.)

૪ વર.

૨. ... તરતી પેઢીએ.

૩. સગી બેહેન.

૪. હારમાન બેહેન (એટલે બાપ એક ને મા જુદી)

જેના સગપણની અંદર) ઓરત આવી જાય છે. જેમકે માનો બાપ, અને બાપની માનો બાપ.

ખરી દાદી તેને કેહેલી કે (ગુજરનારની સાથે) જેના સગપણમાં ખોટા દાદા આવી જતા નથી; માની મા, અને બાપની મા ખરી દાદીઓ છે.

ખોટી દાદી તે છે કે જેની અને ગુજરનારની વચે ખોટા દાદા આવી જાય છે; જેમકે માના બાપની મા.

૩. દૃષ્ટાંત, દીકરાની દીકરી અથવા દીકરાના દીકરાની દીકરી ગમે તેટલી ઉતરતી પેઢીએ

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—અહિં દાદા એ શબ્દ માત્ર માના અથવા બાપના બાપને લગાડ્યો છે એમ નથી. પરંતુ તેમના કરતાં પણ ચડતી પેઢીના વડીલોને લાગુ કરવામાં આવ્યો છે. ખરો દાદો, અને ખોટા દાદો, એ બે સગાંમાં ફેર એટલો છે કે સગા દાદાની અને જે પુરૂષથી સગપણ ગણાવાનું છે તે પુરૂષની વચમાં ઓરત આવતી નથી, અને ખોટા દાદાની અને તે પુરૂષની વચમાં ઓરત આવે છે. જેમકે, કોઈ સખસના બાપનો બાપ, બાપના બાપનો બાપ, અને બાપના બાપના બાપનો બાપ, એ વડીલોની વચે કોઈ ઓરત આવતી નથી, તેથી તેઓ તેના ખરા દાદા છે. પણ તે સખસની માનો બાપ, માની માનો બાપ, બાપની માનો બાપ, એ વડીલો વચે ઓર

૫. આંગળીઆટ બેહેન.
૬. મા.
૭. ખરી દાદી.
૮. વહુ.

૩૨. આ હિસ્સેદારોના ચાર વર્ગ પાડી શકાય, તે નીચે પ્રમાણે:— ચાર વર્ગ.

**પેહેલોવર્ગ**—બાપ, મા, દીકરી, વર અને વહુ.

**બીજોવર્ગ**—ખરો દાદો, ખરી દાદી, અને દીકરાની દીકરી ગમે તેટલી ઉતરતી પેઢીએ.

**ત્રીજોવર્ગ**—સગીબેહેન અને આંગળીઆટ ભાઈ, અને બેહેન.

**ચોથોવર્ગ**—ઓરમાન બેહેન.

૩૩. પેહેલા વર્ગના હિસ્સેદારો એટલે બાપ, મા, વર, વહુ અને દીકરીને હમેશાં કંઇને કંઈ ભાગ મળવાનો હક્ક છે. જે હિસ્સેદારોને હમેશા વારસો મળે છે.

---

ત આવી જાય છે, તેથી તેઓ તેના ખોટા દાદા છે. ખરી દાદી અને ખોટી દાદી વચેનો તફાવત ઉપર લખેલો ભેદ ધ્યાનમાં રાખ્યાથી સેહેજ નજરમાં આવશે, પરંતુ એક વાત લક્ષ્યમાં રાખવાની છે કે માનો બાપ ખોટા દાદો છતાં માની મા ખરી દાદી ગણાય છે.

ખરા દાદા અથવા ખરી દાદી હોય ત્યાં લગી ખોટા દાદા અને ખોટી દાદીને વારસો મળતો નથી, કેમકે ખોટા દાદા અને ખોટી દાદી દૂરનાં સગાં ગણાય છે. ( કલમ ૪૭ જુઓ. )

કેટલાક હિસ્સેદાર બાતલ થવાને પાત્ર છે.

૩૪. બાકીના ત્રણ વર્ગો પોતાના કરતાં ગુજરનારના વધારે પાસેના સગાની હયાતીમાં વારસામાંથી બાતલ થવાને પાત્ર છે.[1] પણ આ નિયમ આંગળીઆટ બાપ્રઓ અને બેહેનોની બાબતમાં લાગુ પડતો નથી; એટલે તેમની માની હયાતીના કારણથી તેઓ વારસામાંથી બાતલ થતાં નથી. કાયદેસર હિસ્સેદારો તદન બાતલ કેવે પ્રસંગે થાય છે તે સાધારણ રીતે નીચેનો કોઠો અ બતાવે છે.

શેષાધીકારીની બાબતમાં એજ નિયમ લાગુ પડે છે.

૩૫. બાતલ થવા વિષેનો આ નિયમ શેષાધિકારીઓની બાબતમાં પણ લાગુ પડે છે.

હિસ્સેદારનો કોઠો.

૩૬. જુદી જુદી હકીગત છતાં કાયદાસર હિસ્સેદારનો જે હિસ્સા ઉપર હક્ક પોહોચે છે તેનો વિસ્તાર નીચે લખેલા કોઠા બ ઉપરથી એકદમ જણાઇ આવે છે.

---

૧ ભાષાન્તરકર્ત્તાની ટીપ—દૃષ્ટાંત, મા હયાત હોય ત્યાં લગી માની માને વારસો મળતો નથી. આ વિશે કલમ ૩૬ નીચેનો કોઠો જોવાથી ઘણા દાખલા મળી આવશે.

## ફાયદેસર હિસ્સેદારોમાં તદન બાતલ થવા વિશે કોઠો.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પહેલો વર્ગ. | બાપ. | મા. | દીકરી. | | વર. | વહુ. |
| બીજો વર્ગ. | ખરો દાદો. | ખરી દાદી. | દીકરાની દીકરી ગમે તેટલી ઉતરતી પેઢીએ. | | ...... | ...... |
| ત્રીજો વર્ગ. | ...... | ...... | સગી બેહેન. | આંગળીઆટભાઈ તથા બેહેન. | ...... | ...... |
| ચોથો વર્ગ. | | | ઓરમાન બેહેન. | ...... | ...... | ...... |

**તાજા કલમ**—આ હિસ્સેદારો એકજ ખાતામાં પોતાના ઉપર આવેલા સખ્સ (ની હયાતી) થી વારસામાંથી બાતલ થાય છે. બાપની હયાતીને લીધે ખરો દાદો બાતલ થાય છે, એટલુંજ નહી પણ બાપ તરફથી ખરી દાદી પણ બાતલ થાય છે. બાપ અથવા ખરો દાદો હયાત હોવાથી ઉપરનો ત્રીજો અને ચોથો વર્ગ પણ બાતલ થાય છે.

બાર કાયદાસર હિસ્સેદારોને જે હિસ્સાનો વારસો મળી શકે છે તેનો કોઠો.

| હિસ્સેદારોનાં નામ. | કેવી હકિગત હોય ત્યારે તેમને વારસો મળે છે. | મુકરર કરેલા (ઠરાવેલા) હિસ્સાનો ભાગ. | વિવેચન. |
|---|---|---|---|
| ૧. ધણી. | જો છોકરાં અથવા દીકરાઓનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં હોય તો ... ...<br>જો બીલકુલ ન હોય તો.... ... ... | ૧/૪<br>૧/૨ | |
| ૨. વહુ. | જો છોકરાં અથવા દીકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં હોય તો. ... ...<br>જો બીલકુલ ન હોય તો. ... ... ... | ૧/૮<br>૧/૪ | જો એક કરતાં વધારે વહુ હોય તો તેમણે સર્વે ઠરાવેલો હિસ્સો સરખે ભાગે વેહેંચી લેવો જોઈએ. |
| ૩. દીકરીઓ. | દીકરા ન હોય તો એક દીકરીને.... ...<br>બે અથવા વધારે દીકરીઓ વચ્ચે... ... | ૧/૨<br>૨/૩ | દીકરા હોય તો તેઓ શેષાધિકારી થાય છે. સુર- |

(૯)

| | | | |
|---|---|---|---|
| | | | કો છોકરી, એટલે કોઇ સ્ત્રીના ધણીની બીજી બૈરીથી થયલી છોકરીને તેના વારસામાં ભાગ મળી શકતો નથી. |
| ૪. દીકરાની દીકરિયો. | દીકરીઓ અને દીકરાના દીકરા ન હોય તો દીકરાની દીકરીઓને દીકરીઓ માફક વારસો મળે છે, એટલે એક દીકરીને ... ... | $\frac{1}{2}$ | દીકરાના દીકરા સાથે તેઓ શેષાધિકારી થાય છે |
| | બે અથવા વધારે દીકરીઓ વચ્ચે ... ... | $\frac{2}{3}$ | |
| | જો દીકરા અથવા દીકરાના દીકરા ન હોય, પરંતુ માત્ર એક દીકરી હોય તો, દીકરાની દીકરીને $\frac{2}{3}$ ભાગ, જો બે અથવા વધારે દીકરીઓ લેત તેમાંથી $\frac{1}{2}$ ભાગ જે એ એક દીકરી લેશે, તે બાદ કરતાં જે રેહે તેટલો હિસ્સો મળશે, એટલે ... ... ... | | જો એક કરતાં વધારે દીકરીઓ હોય તો દીકરાની દીકરીને મળતું નથી |
| ૫. બાપ | જો દીકરા અથવા દીકરાના દીકરા ગમે તેટલી | | બાપ હિસ્સેદાર અને શે |

(૯)

| | | | |
|---|---|---|---|
| | ઉતરતી પેઢીના હોય તો ... ... ... | ૧/૬ | પાધિકારી બેઉ હોય છે: જ્યારે દીકરા અથવા દીકરાના દીકરા ગમે તેટલી ઉતરતી પેઢીના હોય ત્યારે તે ફક્ત હિસ્સેદાર થાય છે જ્યારે છોકરાં અથવા દીકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીના ના હોય ત્યારે તે ફક્ત શેષાધિકારી થાય છે, પણ જ્યારે ફક્ત દીકરીઓ અથવા દીકરાની દીકરીઓજ હોય પણ દીકરા અથવા દીકરાના દીકરા ન હોય ત્યારે તે હિસ્સેદાર અને શેષાધિકારી બેઉ થાય છે. |
| ૬. ખરો દાદો. | બાપ ન હોય અને જે હકિગત છતાં બાપને વારસો મળે છે તેવીજ હકિગત હોય ત્યારે ખરા દાદાને બાપનો હિસ્સો મળે છે, એટલે. | ૧/૬ | |

| | | | |
|---|---|---|---|
| ૭ મા. | જો છોકરૂં હોય અથવા દીકરાનું છોકરૂં ગમે તેટલી ઉતરતી પેઢીનું હોય અથવા બે કે વધારે ભાઈઓ અને બેહેનો હોય, પછી તેઓ પુર્ણ રકતનાં હોય અથવા અર્ધ રકતનાં હોય, તો ... ... ... ... ... ... | $\frac{1}{6}$ | પણ જ્યારે ધણી અથવા ઓરત અને મા બાપ મુકીને કોઈ ગુજરી ગયું હોય ત્યારે ઓરત અથવા ધણીના હિસ્સા આપ્યા પછી જે બાકી રેહે તેનો $\frac{1}{3}$ માને મળે છે. |
| | બીજી બધી બાબતોમાં... ... ... ... | $\frac{1}{3}$ | હોરમાન મા કાયદામાં મા ગણાતી નથી. |
| ૮. ખરી દાદી. | મા ન હોય તો ... ... ... ... | $\frac{1}{6}$ | માની હયાતીના કારણથી બાપની મા અને માની માને વારસો મળતો નથી, પણ બાપની હયાતીના કારણથી તો માત્ર બાપની મા વારસામાંથી બાતલ થાય છે. |
| ૯. સગી | છોકરાં અથવા દીકરાનાં છોકરાં ગમે તેટલી ઉ- | | ભાઇઓ સાથે સગી બે- |

| | | | |
|---|---|---|---|
| બેહેનો | તરતી પેઢીની અને બાપ અથવા ખરો દાદો અને સગા ભાઇ એઓ ન હોય, ત્યારે સગી બેહેનોને દીકરીઓની પેઠે મળે છે, એટલે એક બેહેન હોય તો, તેને ... ... ... ... | $\frac{1}{2}$ | હેનો શેષાધિકારી થાય છે. જો દીકરીઓ હોય અથવા દીકરાની દીકરીયો ગમે તેટલી ઉતરતી પેઢીની હોય અને દીકરા, દીકરાના દીકરા, બાપ, ખરો દાદો, પણ ભાઈઓ એમાંનું કોઇ ના હોય તો દીકરિયો અથવા દીકરાની દીકરિયોએ પોતાનો હિસ્સો લીધા પછી જે બાકી રેહે તે બેહેનો શેષાધિકારી લેખે લે છે. આ શેષ એક અથવા એકથી વધારે દીકરિયો અથવા દીકરાની દીકરીયો હોય તે પ્રમાણે $\frac{1}{2}$ અથવા $\frac{1}{3}$ હોય છે. પણ સગી બેહેનોના હિસ્સાથી ધણી, કે ઓરત, અને મા કે બરી દાદીના હિસ્સામાં કાંઈ ન |
| | બે અથવા વધારે બેહેનો હોયતો તેઓ વચે. | $\frac{2}{3}$ | |

| | | | |
|---|---|---|---|
| | | | ધ વટ થઈ શકતી નથી. |
| ૧૦. હોરમાન બેહેનો. | સગી બેહેનો ન હોય અને જે હકિગત છતાં સગી બેહેનોને વારસો મળે છે તેવી હકિગત હોય ત્યારે તેમને સગી બેહેનોનો હિસ્સો મળે છે, એટલે એક હોરમાન બેહેન હોય તો તેને... ... ... ... ... ... ... | $\frac{1}{2}$ | તેઓના જેટલીજ પાયરીના ઓરમાન ભાઈઓ હોય ત્યારે તેઓ શેષાધિકારી થાય છે. |
| | બે અથવા વધારે હોરમાન બેહેનો હોય તો તેઓ વચે... ... ... ... ... ... | $\frac{2}{3}$ | |
| | પરંતુ જો એક બેહેન હોય તો $\frac{2}{3}$ માંથી $\frac{1}{2}$ બાદ કરતાં જે બાકી રેહે તેટલો હિસ્સો તેમને મળે છે, એટલે. ... ... ... ... | $\frac{1}{6}$ | |
| ૧૧. ઓગળિયાટ ભાઈયો અને બેહેનો. | છોકરાં ન હોય અથવા દીકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં ન હોય, અને બાપ અને ખરો દાદો ન હોય, ત્યારે જો એક હોય તો. ... ... ... ... ... ... | $\frac{1}{6}$ | આ વર્ગના હિસ્સેદારોમાં સ્ત્રી પુરૂષનો ભેદ રાખ્યા વગર પુરૂષને સ્ત્રીના જેટલુંજ મળે છે. |
| | બે અથવા વધારે હોય તો. ... ... ... | $\frac{1}{3}$ | |

ભાષાન્તરકર્તાની ટીપ—આ કોઠા વિષે વધારે ખુલાસા સારૂ વારસા બાબતના દાખલા અને તે નિચેની ટીપ જોવી.

# ખંડ ૩.

## શેષાધિકારી.

શેષાધિકારીના બે પ્રકાર.

૩૭. શેષાધિકારી બે પ્રકારના છે, એક સગાઇથી અને એક વિશેષ કારણથી.

સગાઈથી શેષાધિકારી.

૩૮. સગાઇથી થએલા શેષાધિકારીના ત્રણ વર્ગ થઇ શકે. (૧) પોતાનાજ હક્કથી થએલા; (૨) જેઓ બીજા કોઇની સાથે શેષાધિકારી થાય છે તે; અને (૩) બીજા કોઇના હક્કથી થએલા.

પેહેલોવર્ગ.

૩૯. પેહેલા વર્ગમાં ગુજરનારની સાથેના જેના સગપણની ઓળમાં કોઇ બાયડી આવી જતી નથી, એવો હરેક પુરૂષ આવે છે. તેમના પણ વળી ત્રણ વિભાગ થઇ શકે.

૧. ઉતરતી પેઢીના.
૨. ચઢતી પેઢીના.
૩. શાખા સબંધી.

ઉતરતી પેઢીના.

૪૦. શેષાધિકારીના બીજા બધા વર્ગોમાં ઉતરતી પેઢીના શેષાધિકારીને શેષ ધન લેવાનો હક્ક પેહેલો છે તેઓ મરનારના સીધાવંશની નરજાતિની પ્રજા છે એટલે દીકરો, દીકરાનો દીકરો, દીકરાના દીકરાનો દીકરો ઇત્યાદિ ગમે તેટલી ઉતરતી પેઢીના. જ્યાં લગી પાસેની પેઢીમાં કોઇ હોય ત્યાં લગી દૂરની પેઢીવાળાનો હક્ક પોંહોચતો નથી.

૪૧. ચઢતી પેઢીના શેષાધિકારી, જેઓને બધા ઉતરતી પેઢીના શેષાધિકારી ન હોય ત્યારે શેષધન લેવાનો હક્ક છે, તેઓ ગુજરનારના બાપ ભણીના સીધા પુર્વજો છે; એટલે બાપ, દાદો (બાપનો બાપ), દાદાનો બાપ, ઇત્યાદિ. જ્યાં લગી પાસેની પેઢીવાળો હોય ત્યાં લગી દુરની પેઢીવાળાનો હક્ક પોંહોચતો નથી. ચઢતી પેઢીના.

૪૨. ચઢતી પેઢીના શેષાધિકારી ન હોય તો શાખા સબંધીઓ શેષધનના વારસ થાય છે. શાખા સબંધીમાં પ્રથમ બાપની પ્રજા આવે છે; એટલે મરનારના ભાઇઓ, અને તેમના દીકરા ગમે તેટલી ઉતરતી પેઢીના, પછી દાદાની (બાપના બાપની) સંતત્તિ આવે છે. એટલે મરનારના કાકા, અને તેમના દીકરા આઘામાં આઘી પેઢીના, ત્યાર પછી દાદાના બાપની સંતત્તિ અને તેમના દીકરા ગમે તેટલી ઉતરતી પેઢીના આવે છે. અને એ રીતે તેથી આઘેના પુર્વજો વિશે સમજવું. છેક પાસેની પાયરીવાળાનો હક્ક તેથી દૂરની પાયરીવાળા કરતાં પેહેલો પોંહોચે છે. અને એકજ પાયરીવાળામાં અર્ધ રકતના સગા કરતાં પુર્ણ રકતના સગાનો હક્ક અધિક પોંહોચે છે. શાખા સબંધી.

૪૩. સગાઇના કારણથી થયેલા બીજા વર્ગના શેષાધિકારી એઓ અમુક સ્રિયો છે કે જેમને પોતાના સરખી પાયરીના પુરૂષો ન હોય, ત્યારે **કાયદાસર હિસ્સો** લેવાનો હક્ક છે, તોપણ જેઓ એવા પુરૂષો હોય ત્યારે તેમની સાથે શેષાધિકારી થાય છે. દિકરિયો, દીકરાની બીજો વર્ગ.

દીકરિયો, સગી બેહેનો, અને ઓરમાન બેહેનો, એ આ પ્રકારનાં શેષાધિકારી છે.

ત્રીજો વર્ગ. ૪૪. ગુજરનારની એક અથવા વધારે દીકરિયોની હયાતીમાં તેની બેહેનો ત્રીજા વર્ગના શેષાધિકારીમાં આવે છે (હિસ્સેદારોના કોઠામાં સગી બેહેનો વિશેનું વિવેચન જુઓ.)

વિશેષ કારણથી શેષાધિકારી. ૪૫. કોઈ છોડાવેલો ગુલામ મરી જાય અને તેની પાછળ નરજાતનો કોઈ શેષાધિકારી હોય નહિ, તો તે ગુલામનો મુક્ત કરનાર અથવા મુક્ત કરનારી વિશેષ કારણથી શેષાધિકારી થાય છે. શાથી કે મરનારના કાયદાસર હિસ્સેદારને, તેમજ નારી જાતને આવી બાબતમાં વારસો મળતો નથી. પરંતુ આ રાજ્યની કાયદા બાંધનારી સભાએ ગુલામગીરી કાઢી નાંખી છે, તેથી સદરહુ નિયમ રદ થયા જેવો છે.

---

# ખંડ ૪.

## દુરનાં સગાં.

---

દુરનાં સગાં. ૪૬. કાયદાસર હિસ્સેદાર અને શેષાધિકારીમાંનું કોઈ પણ ન હોય તો વારસો દુરના સગાને મળે છે.

ચાર વર્ગ થઈ શકે. ૪૭. દુરના સગાના નીચે પ્રમાણે વર્ગ બાંધી શકાય.

પહેલો વર્ગ. ૧. દીકરિયોનાં અને દીકરાની દીકરિયોનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં, પછી તેઓ પુરૂષ હો કે સ્ત્રી હો.

૨. ખોટા દાદા અને ખોટી દાદી ગમે તેટલી ચ- બીજો વર્ગ.
ઢતી પેઢીએ.

૩. સગી અને ઓરમાન બેહેનનાં છોકરાં, અને ત્રીજો વર્ગ.
સગાં અને ઓરમાન અને આંગળીઆટ ભાઈની દીકરીએ ગમે તેટલી ઉતરતી પેઢીએ અને આંગળીઆટ ભાઈના દીકરા.

૪. બાપની બેહેનો, આંગળિયાટ કાકા (એટલે ચોથો વર્ગ.
બાપના આંગળિઆટ ભાઈ) અને મામા તથા માશીઓ તથા તેમનાં છોકરાં.

૪૮. આ વર્ગોમાંના દરેક વર્ગવાળા પોતાનાથી ઉત- આ વર્ગોમાં ઉત્તરાધિકારના નિયમ.
રતા વર્ગવાળાને વારસામાંથી બાતલ કરે છે. આમાંના પ્રત્યેક વર્ગમાં ઉત્તરાધિકારના નિયમ અતિશય કઠણ અને ગુચવણ ભરેલા છે. તેમ છતાં નીચે લખેલા નિયમો જેમાં દરેક વર્ગમાંના સખ્સોમાંથી વારસો લેવાનો વધારે હક્ક કોનો છે તે સબંધી મુખ્ય અને સાધારણ મૂળતત્વો સમાયલાં છે, તે સેહેલથી યાદ રાખી શકાય. જ્યારે ગુચવણ ભરેલા સુવાલ ઉઠે ત્યારે તેના નિરાકરણ સારૂ **મોલવીને** પૂછવું, એ, સારામાં સારો માર્ગ છે.

૧. પાસેની પાયરીનાં સગાં હોય ત્યાં લગી દુરની પાયરીનાં સગાંનું પોંહોચતું નથી. જેમકે દીકરાની દીકરીઓનાં છોકરાં કરતાં, દીકરીનાં છોકરાંનો હક્ક પેહેલો છે, અને ખોટા પ્રપિતામહ કરતાં ખોટા દાદાનો હક્ક પેહેલો છે.

૨. જ્યારે હક્કદારો સરખી પાયરીના હોય, ત્યા-

રે જે હક્કદાર વારસ[1] નથી એમ કોઇ સખ્સના હક્કથી દાવો રાખતો હોય, તેના કરતાં જે વારસ હોય તેની તરફથી દાવો રાખતો હોય તેનો હક્ક અધિક ગણાય છે.

૩. પૂર્ણરક્તવાળાં સગાં હોય તો, અર્ધ રક્તવાળાં સગાં વારસમાંથી બાતલ થાય છે. જેમકે પૂર્ણ રક્તની કાકીનો હક્ક અર્ધ રક્તની કાકી કરતાં પેહેલો છે.

૪. જો હક્કદારો બીજી બધી બાબતમાં સરખી સ્થિતિમાં હોય, પણ જે વડીલની તરફથી તેઓ હક્ક ધરાવતા હોય તે વડીલની જાતિમાં તફાવત હોય તો પુરૂષની તરફથી વારસાનો હક્ક રાખનારને સ્ત્રીની તરફથી હક્ક રાખનાર કરતાં બમણું મળે છે. જેમકે દીકરીના દીકરાની દીકરીને, દીકરીની દીકરીની દીકરી કરતાં બમણું મળશે.

૫. માની ભણીથી વારસાનો દાવો રાખનારા કરતાં બાપની ભણીથી વારસાનો દાવો રાખનારને બમણું મળે છે. જેમકે કાકીને માશી કરતાં બમણું મળે છે.

૬. વારસાનો દાવો રાખનારમાં નર નારીના ભેદને લીધે તેમના વારસો લેવાના હક્કમાં કે તેમના હિસ્સાના વિસ્તારમાં કાંઇ ન્યૂનાધિક થતું નથી.

---

૧. " વારસ " એ શબ્દનો અર્થ આ જગ્યાએ કાયદેસર હિસ્સેદાર અથવા શેષાધિકારી થાય છે.

# ખંડ ૫.

## પરચુરણ નિયમો.

૪૯. જ્યારે વારસોના જુદા જુદા તફા[1] હોય, અને વેહેંચણીમાં જેમનો હક્ક છે એવા દરેક તફામાં ઘણા મનુષ્ય હોય, ત્યારે વેહેંચણ કરવામાં નીચેનો નિયમ[2] પાળવો જોઇએ. વેહેંચણનો ધારો.

૫૦. **નિયમ**—અમુક વારસો અથવા વારસોના તફા જે હિસ્સાના હક્કદાર હોય, તે હિસ્સાના અપૂર્ણાંક એક ઓળમાં લખો. દરેક હક્કદારનો હિસ્સો જુદો જુદો કહાડવા માટે આ અપૂર્ણાંકને પ્રત્યેક તફામાંના મનુષ્યની સંખ્યાએ ભાગો. સઘળી મિલકતના કેટલા ભાગ કરવા જોઇયે તે, આ અપૂર્ણાંકના છેદના દૃઢભાજક[3] ઉપરથી માલમ પડશે.

---

૧ "તફા" એ શબ્દમાં જેઓ પોતાનો નિમેલો હિસ્સો માંહો માંહો સરખે ભાગે વેહેંચી લે છે, એવા તમામ સખસોનો સમાવેશ થાય છે.

૨. **ભાષાન્તરકર્ત્તાની ટીપ**—આ નિયમ સંપૂર્ણ નથી, અને મુસલમાની કાયદા પ્રમાણે વારસાની વેહેંચણ કરવા માટે વેહેંચણીના નિયમ અવશ્ય જાણવા જોઈએ. માટે ભાષાન્તર કર્ત્તાએ એ નિયમ એક બીજા ઇંગ્રેજી પુસ્તકમાંથી પ્રથમ ભાગને છેડે દાખલ કર્યા છે.

૩. કોઈ સંખ્યાનો દૃઢભાજક કહાડવાની રીત—દૃઢભાજક કાઢવો, એટલે ઓછામાં ઓછી એવી એક સંખ્યા ખોળી કાઢવી કે જેને આપેલી સંખ્યાઓ વડે ભાગતાં કંઇ શેષ વધે નહીં.

દાખલો ૧ લો—એવું ધારો કે બાપ, સ્ત્રી, અને દસ દીકરીઓ વારસ છે. હવે,

બાપનો હિસ્સો........$\frac{૫}{૨૪}$
સ્ત્રીનો હિસ્સો..........$\frac{૧}{૮}$
દસ દીકરીઓનો........$\frac{૧}{૩}$

અહિયાં માત્ર છેલ્લા તફામાં ઘણાં મનુષ્ય છે. માટે $\frac{૧}{૩}$ ને દશે ભાગતાં $\frac{૫}{૨૪}$, $\frac{૧}{૮}$, અને $\frac{૧}{૧૫}$ એ રીતે જે હિસ્સા હરેક તફાના હરેક મનુષ્યને ભાગવાનો હક્ક છે, તે આ રકમો બતાવે છે.

આ અપૂર્ણાંકના છેદનો દૃઢભાજક કાઢો, તો

```
૩) ૨૪, ૮, ૧૫
   ---------
૮)  ૮, ૮,  ૫
   ---------
    ૧, ૧,  ૫
```

૩×૫×૮=૧૨૦ એ દૃઢભાજક આવ્યો.

---

જે સંખ્યાઓનો દૃઢભાજક કાઢવાનો હોય તે સંખ્યાઓને એક ઓળમાં લખો, અને હરેક સંખ્યાને કોઇ ચિન્હથી ( જેમ મીંસલાથી) જુદી પાડો. જે સંખ્યાઓનો કોઈ **ભાજકાંકથી** ભાગ જતો હોય તે સંખ્યાઓને તે **ભાજકાંકે** ભાગો, અને જે ભાગાકાર આવે તે. અને બીજી (ભાગ્યા વગરની) રકમો નીચે એક ઓળમાં લખો, ને તેમને ઉપર કહ્યા પ્રમાણે કોઇ ચિન્હથી જુદી પાડો. અને આમાં-ની બે અથવા વધારે રકમોનો સામાન્ય **ભાજકાંકે** ભાગ જાય ત્યાં સુધી, ઉપર પ્રમાણે કરે જાઓ. પછી જે છેવટ ભાગાકાર આવે તેનો અને **ભાજકાંકની** તમામ રકમોનો ગુણાકાર કર્યાથી જે સંખ્યા આવે તે દૃઢભાજક સમજવો.

મીલકતના એકસો વીસ ભાગ કરી તેના વેહેંચણ નીચે લખ્ય. પ્રમાણે કરવી જોઇએ

$\frac{૨૫}{૧૨૦}$ અથવા ૨૫ હિસ્સા બાપને.
$\frac{૧૫}{૧૨૦}$ અથવા ૧૫ હિસ્સા સ્ત્રીને.
$\frac{૮૦}{૧૨૦}$ અથવા ૮૦ હિસ્સા દશ દીકરીઓને મળશે.

કુલ. ૧૨૦

દાખલો ૨ જો—ધારો કે બે વહુઓ, ૭ ખરી દાદીઓ, દસ દીકરીઓ અને ૭ કાકા છે. અહિં દરેકનો ભાગ આ પ્રમાણે છે.

| વહુઓ. | ખરીદાદીઓ. | દીકરીઓ. | કાકા. |
|---|---|---|---|
| $\frac{૧}{૮}$ | $\frac{૧}{૬}$ | $\frac{૨}{૩}$ | $\frac{૧}{૨૪}$ |

આ અપુર્ણાંકને દરેક તફામાંના મનુષ્યની સંખ્યાએ ભાગતાં આ પ્રમાણે નિકળે છે.

| વહુ. | ખરીદાદી. | દીકરી. | કાકો. |
|---|---|---|---|
| $\frac{૧}{૧૬}$ | $\frac{૧}{૩૬}$ | $\frac{૧}{૧૫}$ | $\frac{૧}{૧૬૮}$ |

આ અપુર્ણાંકના છેદનો દ્રઢભાજક કાઢો જેમકે,

૪) ૧૬, ૩૬, ૧૫, ૧૬૮
૩) ૪, ૯, ૧૫, ૪૨
૨) ૪, ૩, ૫, ૧૪
૨, ૩, ૫, ૭

૪×૩×૨×૨×૩×૫×૭ અથવા ૫૦૪૦ એ દ્રઢભાજક થયો.

માટે એ મિલકતના ૫૦૪૦ હિસ્સા કરતાં દરેક તફાના પ્રત્યેક

જણાને હિસ્સો આ પ્રમાણે આવશે.

| વહુ. | ખરીદાદી. | દીકરી. | કાકો. |
| --- | --- | --- | --- |
| ૩૧૫ | ૧૪૦ | ૩૩૬ | ૩૦ |

૬૩૦ એ વહુઓને મળેછે,
૮૪૦ ૭ ખરી દાદીઓને.
૩૩૬૦ દસ દીકરીઓને.
૨૧૦ સાત કાકાને

---

કુલ. ૫૦૪૦

મિલકતનું ઓછાપણું.

૫૧. વારસો જે હિસ્સાના હક્કદાર છે, તે હિસ્સાનો સર્વાળો સઘળી મિલકત કરતાં વધી જતો હોય તો દરેક હિસ્સામાંથી ભાગે પડતો ઘટારો થવો જોઈયે, અથવા બીજી રીતે બોલીએ તો હિસ્સાની સંખ્યા વધારવી જોઇયે.

વધારો.

૫૨. આ વધારો માત્ર ત્રણ બાબતમાં એટલે જ્યારે મિલકતના ૬, ૧૨, અથવા ૨૪ હિસ્સા કરવા પડે છે ત્યારે આવે છે.

૫૩. પેહેલી બાબતમાં ૬ હિસ્સાના વધારીને ૭ ૮, ૯, અથવા ૧૦ હિસ્સા કરવા. બીજી બાબતમાં ૧૨ ના વધારી ૧૩, ૧૫, અથવા ૧૭, અને ત્રીજી બાબતમાં ૨૪ ના વધારી ૨૭ હિસ્સા કરવા.

---

૧ **ભાષાન્તરકર્ત્તાની ટીપ**—કલમ ૫૩, ૫૪, અને ૫૫ વિશે વારસા સંબંધી દાખલાઓના નંબર ૩૧, ૩૨ અને ૩૩ ના દાખલા જુઓ.

**દૃષ્ટાંત**—ધારો કે વિધવા, મા અને બેહેન મૂકીને એક શખ્સ ગુજરી જાય છે. અહીંયાં મિલકતના ૧૨ ભાગ કરવા જોઇએ, જેમાંથી વિધવાને ૩, અને માને ૪ ભાગ મળતાં બેહેનને માટે ૬ ભાગ રેહેવાને બદલે ફક્ત ૫ ભાગ રેહે છે. આ ઠેકાણે ૧૨ હિસ્સાના વધારીને ૧૩ કરવા જોઈએ. જેમાંના વિધવાને ૩, માને ૪ અને બેહેનને ૬ મળે છે.

૫૪. પાછળ એવું કેહેવામાં આવી ગયું છે કે કાયદાસર હિસ્સેદારોમાં મિલકત વેંહેચી આપ્યા પછી જે કાંઇ વધે તે શેષાધિકારીઓને મળે છે. જો કાયદાસર વારસ ન હોય તો સઘળી મિલકત શેષાધિકારીઓને મળે છે. પરંતુ જો કોઇ શેષાધિકારી ન હોય તો, વધારો અથવા શેષધન, જે કાયદાસર હિસ્સેદારો ગુજરનારના એક લોહીનાં સગાં હોય તેમને પાછું જાય છે. આને **પ્રત્યાગામી** કેહે છે. પ્રત્યાગામી.

૫૫. જ્યાં સુધી એક લોહીના વારસ હૈયાત હોય, ત્યાં સુધી વર અને વહુને પ્રત્યાગામીમાં ભાગ મળતો નથી. તથાપિ એવા વારસ ન હોય ત્યારે વર અથવા વિધવા બધી મિલકત લે છે. આ બાતલ કરનાર એક લોહીનો વારસ કોઈ દૂરનો સગો અથવા સગીર પણ હોય. પ્રત્યાગામી નાઉત્તરાધિકાર.

૫૬. જો હિસ્સેદારોનો માત્ર એક ભેદ અથવા વર્ગ હોય તો, પ્રત્યાગામી તેમની વચ્ચે સરખે ભાગે વેંહેંચવામાં આવશે. જો જુદા જુદા વર્ગના હિસ્સેદારો હોય તો, પ્રત્યેક વર્ગને તેમનો કાયદાસર હિસ્સો જેટલો હો-

ય તેના પ્રમાણમાં પ્રત્યાગામીનો ભાગ મળશે.

જેની ભાળ લાગતી નથી તેનું માણસ.

૫૭. જેની ભાળ લાગતી નથી એવા માણસની મિલકત તેના જન્મથી ૯૦ વર્ષ[1] લગી અનામત રેહેવા દેવી જોઇએ. એ મુદ્દતમાં તેની પોતાની મિલકતની બાબતમાં તે હયાત છે એવું ગણાય છે, પણ બીજાઓની મિલકતની બાબતમાં ગત થએલો ગણાય છે.

૫૮. જેની ભાળ લાગતી નથી એવો કોઇ સખસ જો સહઉત્તરાધિકારી હોય તો, બીજા સહઉત્તરાધિકારી વચ્ચે મિલકતની વેહેચણ કરવી જોઇએ. પરંતુ જેની ભાળ લાગતી નથી એવા સખસની હયાતીના કારણથી એ સહઉત્તરાધિકારીએ વારસામાંથી બાતલ ન થતા હોય તો.[2]

---

૧. **ભાષાન્તરકર્ત્તાની ટીપ**—આનું કારણ એ છે કે ૯૦ વર્ષની ઉંમર થઇ એટલે તે ગુજરી ગયો હશે, એવું કાયદામાં અનુમાન કરવામાં આવે છે. ( ત્રીજા ભાગમાં મુંબઇની સદરદિવાની અદાલતનો સંન ૧૮૨૦ ની શાલનો ફેંસલો જુઓ. )

૨. **ભાષાન્તરકર્ત્તાની ટીપ**—દૃષ્ટાંત કોઈ માણસને એક દીકરા સિવાય બીજું ફરજન નથી, ને તે દીકરો ક્યાં ગયો છે તેની ભાળ લાગતી નથી. હવે એ માણસ ગુજરી ગયેથી તેની વિધવાને જો કાંઈ ફરજંદ ન હોય તો મિલકતનો $\frac{1}{4}$, અને હોય તો $\frac{1}{8}$ મળવાનો હક છે. માટે સદરહુ નિયમ પ્રમાણે વિધવાને તરત $\frac{1}{8}$ મળશે. અને બાકીનો $\frac{7}{8}$ સો દીકરો પાછો આવતાં લગી અથવા તે મરી ગયો એવું ખરેખરૂં નક્કી થતાં લગી અથવા તે દીકરાના જન્મથી ૯૦ વર્ષ પુરાં થતાં લગી અનામત રાખવામાં આવશે. (હુસ્ટનકૃત હિંદુ અને મુસલમાની કાયદાના પુસ્તકનું ૧૧૫ મું પૃષ્ઠ જુઓ. )

૫૯. જો બે અથવા વધારે સખ્સ લગભગ એકજ વખતે ગુજરી જાય, અને પ્રથમ કોણ ગુજરી ગયું એવું ચોકસ રીતે નક્કી ન થઇ શકે તો, ચાલતા મત પ્રમાણે કાયદાનું અનુમાન એવું છે કે તેઓ સર્વે એકજ વખતે ગુજરી ગયા. અને મરનારની પાછળ જે વારસો જીવત રહ્યા તેમને વારસો એવી રીતે વેંહેચી આપવો જોઇયે કે, મૂળ માલિકની સાથે જે વચલા વારસો ગુજરી ગયા તે જાણે જનમ્યાજ નહોતા. એક વખતે મોત.

## પ્રકરણ ૩.

## શિયાશાળા સંપ્રદાય.

૬૦. આ શાળા સંપ્રદાયના મત પ્રમાણે ઉતરાધિકારની વ્યવસ્થા કરવાનાં ત્રણ ધોરણ છે. (૧) (લગ્ન); (૨) એક રકત સબંધ, અને (૩) 'વિલા' ઉત્તરાધિકારનું ધોરણ.

૬૧. લગ્નના કારણથી થએલા વારસ વર અને વહુ છે. તેઓ બદ્ધિ બાબતોમાં સુની લોકની પેઠે પોતાના હિસ્સા લે છે. એક લોહીના વારસો ન હોય તો વહુની તમામ મિલકત તેનો વર લે છે, પણ એવીજ હકિગત હોય ત્યારે વહુનો તો માત્ર પોતાના કાયદાસર હિસ્સા ઉપર હક્ક પોંહોચે છે, અને શેષ ધન સરકારમાં જાય છે. લગ્નના કારણથી વારસ.

૬૨. એક લોહીના વારસના ચાર વર્ગ થઇ શકે. એક લોહીના વારસ.

૬૩. પેહેલા વર્ગમાં બે ભાગ છે. (૧) મા બાપ, અને (૨) છોકરાં, અને છોકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં. પેહેલો વર્ગ.

બીજો વર્ગ. ૬૪. બીજા વર્ગમાં પણ બે ભાગછે. (૧) માબાપનાં માબાપ, તેમના માબાપ અને બીજા પુર્વજો ગમે તેટલી ચઢતી પેઢીના; અને (૨) ભાઇઓ અને બેહેનો અને તેમના વંશજ ગમે તેટલી ઉતરતી પેઢીના.

ત્રીજો વર્ગ. ૬૫. ત્રીજા વર્ગમાં કાકા અને મામા, ફોઇયો અને માશિઆ અને ગમે તેટલી આધી પેઢીના તેમના વંશજ આવે છે.

ચોથો વર્ગ. ૬૬. ચોથા વર્ગમાં બાપના અને માના કાકા અને મામા, ફોઇઓ અને માશીઓ, અને ગમે તેટલી ઉતરતી પેઢીના તેમના વંશજ આવે છે.

ઉત્તરાધિકારના નિયમ. ૬૭. આ ચાર વર્ગોમાંનો પ્રત્યેક પોતાનાથી ઉતરતા વર્ગને વારસામાંથી બાતલ કરે છે. પરંતુ વર્ગના બે ભાગથી બીજો ભાગ વારસામાંથી બાતલ થતો નથી.

૬૮. વારસો અથવા તેઓ જેની તરફથી વારસાનો દાવો કરે છે તે માણસો નર નારી હોવાના કારણથી, **સુની** શાળા સંપ્રદાયમાં જે ભેદ રાખવામાં આવે છે તેવો ભેદ **શિયા** શાળા સંપ્રદાયમાં રાખવામાં આવતો નથી.

૬૯. પ્રત્યેક ભાગમાં અથવા જે વર્ગમાં ભાગ નથી તેવા પ્રત્યેક વર્ગમાં પાસેનો સગો પોતાનાથી વેગળાના સગાને વારસામાંથી બાતલ કરે છે.

૭૦. સરખી પાયરીની સગાઇમાં પૂર્ણ રક્તનાં સગાં હોય તો, અર્ધ રક્તના સગાનું કાંઇ પોંહોચતું નથી.

૭૧. જ્યારે જુદા જુદા પાસાની સગાઇ હોય ત્યારે આ નિયમ લાગુ પડતો નથી. જેમકે સગા કાકા અથવા કાકીની હયાતીથી અર્ધ રક્તના મામા અથવા માશી બા-

તલ થતાં નથી.

૭૨. જે સગાં એકજ પાયરીનાં હોય, પણ જેમાં નાં કેટલાંક પુરૂષ હોય અને કેટલાંક સ્ત્રી હોય, તેમનાં છોકરાંને પ્રતિનિધિત્વની પેઠે વારસો મળે છે. જેમકે દીકરાનાં છોકરાં દીકરાનો ભાગ લે છે, અને દીકરીઓનાં છોકરાં દીકરીઓનો ભાગ લે છે.

૭૩. કાયદાસર હિસ્સેદારો અને તેમને માટે ઠરાવેલા હિસ્સાનો વિસ્તાર એ, સુની લોકના પ્રમાણેજ છે. કાયદાસર હિસ્સેદાર.

૭૪. ઉત્તરાધિકારનું ત્રીજું ધોરણ જેને "વિલા" કહે છે, તે મુક્ત થયેલા ગુલામ અને તેને મુક્ત કરનાર ની વચ્ચે અથવા બે સખસો જેઓ એક બીજાનો વારસ થવાની પરસ્પર પહણ કરે છે તેમની વચ્ચે જે કાયદાસર સબંધ રહેલો છે, તેને લાગુ પડે છે.

૭૫. આ પાછલ્યા હક્કની રૂઈએ દાવો કરનારાને પેહેલા હક્કની રૂઇએ દાવો કરનારા વારસામાંથી બાતલ કરે છે, પણ મુક્ત થએલા ગુલામ અને તેને મુક્ત કરનાર વચ્ચેનો સબંધ હાલમાં બંધ થયેલો છે, કારણ કે ગુલામગીરી હાલમાં ગેરકાયદેસર થઈ છે.

૭૬. પ્રત્યાગામીની નિયમ સુની લોકના જેવોજ છે, પણ વહુની બાબતમાં જુદો છે, એટલે, વહુને તેમાંથી

૧ ભાષાન્તરકર્તાની ટીપ—એ છોકરાંને સરખે હિસ્સે વારસો મળશે નહિ, પણ જેના હક્કથી અથવા જેની તરફથી તેઓ વારસાનો દાવો રાખતા હોય તેને જેટલો હિસ્સો મળત, તેટલો હિસ્સો તેમને મળશે.

કદી હિસ્સો મળતો નથી. વળી જો બાંકુ હોય તો મા ને પ્રત્યાગામીમાં હિસ્સો લેવાનો હક્ક નથી.

કંવારો. ૭૭. વધારાની બાબતમાં **શિયા**નું મત જુદું છે. જ્યારે સઘળા ભાગીદારોને પોંહોચી શકે એટલી મિલક્ત ન હોય તો, અમુક હકિગતને લીધે જે ભાગીદાર સમૂળગો અથવા થોડો વારસામાંથી બાતલ થઈ શકે તેના હિસ્સામાંથી કાપી ખુટતું પૂરૂં કરવામાં આવે છે.

જેષ્ટત્વ. ૭૮. જેષ્ટત્વનો હક્ક ગણી થોડી બાબતોમાં માન્ય કરવામાં આવે છે. વડો દીકરો જો ગુણી હોય તો તેને બાપની તરવાર, કુરાન, પેહેરવાનો પોશાક, અને વીંટિ વારસામાં મળે છે.

૭૯. **શિયા** શાળા સંપ્રદાયના મુખ્ય ભેદ ઉપર પ્રમાણે છે. બીજી બાબતમાં તેમના મત **સુન્ની**ના મતને મળતા છે.

---

# પ્રતીભાગ. ૨

## બધી જાતની બક્ષીસ વિષે.

## પ્રકરણ. ૧.

## મૃત્યુદાન.

---

વસિયતનામું એટલે શું? ૮૦. પોતાના મરણ પછી પોતાની મિલક્તની વ્યવસ્થા અમુક રીતે કરવી એમ માલીકે નક્કી કરવું, તેને વસિયત અથવા વિલ કેહે છે.

વસિયતનામું ૮૦ **અ**, કરાર કરી શકે એવો દરેક શખ્સ વશિ-

યતનામું કરવાને પાત્ર છે. મુકરવાનેપાત્રસખ્સો.

૮૧. કાચી ઉમરમાં સખ્સ વસિયતનામું કરી શકતો નથી. સગીર.

૮૨. વહુ પોતાના ધણીની સમ્મતિ વગર પોતાની આગવી મિલકતનું મૃતદાન કરી શકે છે. વહુ.

૮૩. મૃતદાન માત્ર પરાયા માણસને, એટલે જેઓ વારસ નથી તેઓને આપવું જોઇએ, અને વશિયતનામું કરનારની મિલકતમાંથી તેનું પ્રેતક્રિયા ખરચ કાઢતાં તથા દેવું વાળતાં જે બાકી રેહે તેના ત્રીજા ભાગથી વધવું ન જોઇએ. મૃતદાનલેનારનાં લક્ષણ. મૃતદાનનો વિસ્તાર.

૮૪. જો વારસો કબુલ[1] કરે તો ઉપર લખ્યા કરતાં વધારે અવેજનું મૃતદાન કાયદા પ્રમાણે મંજુર ગણી શકાય. સદરહુ હદ ઉપરાંત મૃતદાન આપ્યું હોય તો વારસોની સમ્મતિ જોઇએ.

૮૫. વારસોમાંથી એક જણને બાકીનાઓની સમ્મતિવગર મૃતદાન આપ્યું હોય, તે નામંજુર છે. વારસનેઆપેલુંમૃતદાન નામંજુર.

૮૬. જો વસિયતનામું કરનારને વારસ ન હોય તો, તે પોતાની બધિ મિલકત વશિયતનામાથી આપી શકે છે. વારસ ન હોયતો સઘળી મિલકત મૃતદાન

---

[1] ભાષાન્તરકર્તાની ટીપ—વારસોની કબુલીઆત વસિયતનામું કરનારના મરણ પછીની જોઈએ. આ વિશે કલકત્તા હાઇકોર્ટનો તા. ૭ સપ્ટેંબર સને ૧૮૬૫ નો ફેંસલો અને તે નિચેની ટીપ જુવો.

માં આપી શકાય.

મરતી વખતે કબુલ કરેલુ દેવું એ મૃતદાન છે.

૮૭. મરતી વખતે વારસના લાભમાં દેવાની મફત કબુલાત આપી હોય, તેને મૃતદાનની પેઠે ગણવી જોઈએ. અને તે મૃતદાન સબંધી બધી શરતો પૂરી પડે એવી હોવી જોઈએ.

મૃતદાનનો વિષય.

૮૮. મૃતદાનવાળી વસ્તુ વસિયતનામું કરતી વખતે છતમાં હોવીજ જોઈએ, એવી અગત્ય નથી. વસિયતનામું કરનારના મરણ વખતે એ વસ્તુ છતમાં હોય તો મૃતદાનની મજબુતીને સારૂ બસ છે; અને એ વાત જરૂરની છે કે, એ વસ્તુ વસિયતનામું કરનારના મરણ વખતે તેના કબજામાં જોઈએ.

કાયદા વિરૂદ્ધ ઠરાવ.

૮૯. વસિયતનામામાં કાયદા વિરૂદ્ધ ઠરાવ હોવાના કારણથી તે તમામ બાબતમાં રદ ગણાતું નથી. એ વસિયતનામું જેટલું કાયદાને અનુસારી હશે તેટલું મંજુર ગણવામાં આવશે.

મૃતદાનથી લેનારની સ્થિતીમાં ફેરફાર.

૯૦. જે સખ્સ વસિયતનામું થતી વખતે વારસ ન હોય, પણ વસિયતનામું કરનારના મરણ પહેલાં વારસ થાય, તે એ વસિયતનામાની રૂએ દાન લેઇ શકતો નથી. જેમકે, ધારો કે વસિયતનામું કરનારને પોતાના દીકરાના દીકરાના લાભમાં વસિયતનામું કરતી વખતે એકજ છોકરો છે ને તે વારસ છે, પરંતુ વસિયતનામું કરનારના પેહેલાં તે છોકરો ગુજરી જાય છે, તો છોકરાના છોકરાને વસિયતનામા પ્રમાણે મળી શકે નહીં, કારણ કે તેના બાપના મરણથી વસિયતનામું કરનાર જે તેનો દાદો તેને પોતે વારસ થાય છે.

૯૧. પરંતુ જે સખસ વસિયતનામું થતી વખતે વારસ હોય, પણ વસિયતનામું કરનારના મરણ પેહેલાં વારસામાંથી બાતલ થાય તો, તે મૃતદાન લેઇ શકે છે. દાખલા તરીકે, વસિયતનામું કરનારનો એકનો એક વારસ અને મૃતદાનવાળી તેના છોકરાનો છોકરો હોય, અને વશિયતનામું કરનારને મરતાં અગાઉ દીકરો અવતર્યાથી પાછળથી તે વારસામાંથી બાતલ થાય તો, એવા મૃતદાનવાળીને વશિયતનામા પ્રમાણે મળી શકે.

૯૨. જો વસિયતનામું કરનારના મૃતદાનનો અવેજ કાયદામાં ઠરાવેલી હદથી વધી જતો હોય તો, બધાં મૃતદાનમાંથી ફાળે પડતો ઘટાડો કરવો જોઇએ. મૃતદાનમાં ઘટાડો.

૯૩. મ્હોડાનું વસિયતનામું લખેલા વાસિયતનામા સરખુંજ મજબુત છે, પણ જ્યારે વસિયતનામું કર્યા પછી વસિયતનામું કરનાર તરત મરણ પામતો નથી, ત્યારે મ્હોડાનું વસિયતનામું અકારથ થાય છે, કેમકે વસિયતનામું કરનારે ત્યાર પછી પોતાનો વિચાર ફેરવ્યો હોય. મ્હોડાનું અને લખેલું વસિયતનામું.

૯૪. વસિયતનામું એના સ્વરૂપ ઉપરથીજ રદ થઈ શકે એવો દસ્તાવેજ છે, અને તે સ્પષ્ટ રીતે અથવા ગર્ભિત રીતે રદ થઇ શકે. વસિયતનામું રદ કરવા વિશે.

૯૫. જ્યારે વસિયતનામાનો નાશ કરવામાં આવે અથવા પૂરવણીથી તે રદ કરવામાં આવે, ત્યારે તે સ્પષ્ટ રીતે રદ કર્યું કેહેવાય છે; પણ જ્યારે વસિયતનામું કર્યા પછી વસિયતનામું કરનાર મૃતદાનમાં વધારો અથવા ઘટાડો કરે અથવા તે બીજાને આપે ત્યારે ગ- સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે રદ કરવું.

ભિંત રીતે રદ કર્યું કેહેવાય છે.

મૃતદાનનું પાછુંઆવવું.

૯૬. કોઈ માણસને મૃતદાન આપ્યું હોય, અને તે મૃતદાન તેના વારસોને જાય એવો ઠરાવ ન હોય, ત્યારે જો તે માણસ વસિયતનામું કરનારના પેહેલાં ગુજરી જાય તો, તે મૃતદાન વસિયતનામું કરનારને પાછું આવે છે.

સહિયારાં મૃતદાન.

૯૭. જે મૃતદાન બે સખસો વચે આપ્યું હોય, તે એ એમાંના એક સખસના મોત પછી જીવતા રેહેનાર સખસને મળશે; પણ જો એમાંના દરેક જણને અડધું અડધું આપેલું હશે તો, જીવતા રેહેનાર સખસને માત્ર અડધું મળશે, અને બાકીનું અડધ વસિયતનામું કરનારના વારસોને પાછું જશે.

વસિયતનામું અમલમાં લાવનાર.

૯૮. જો વસિયતનામું અમલમાં લાવનાર કોઈ ઠરાવવામાં ન આવ્યો હોય તો, વસિયતનામું કરનારનો બાપ અથવા દાદો વસિયતનામું અમલમાં લાવનારનું કામ કરે; અથવા બાપ ઈયા દાદો ન હોય તો તેમનાં વસિયતનામાં અમલમાં લાવનારા એ કામ કરે.

૯૯. વસિયતનામું અમલમાં લાવનાર, એકવાર એ સોંપેલું કામ કબૂલ કર્યા પછી તે બજાવવાની ના પાડી શકતો નથી.

એકત્ર વસિયતનામું અમલમાં લાવનારા.

૧૦૦. જો વસિયતનામું અમલમાં લાવનાર બે માણસ હોય તો, જરૂરની બાબત સિવાય અને વસિયતનામું કરનારની મિલકતના ખચિત ફાયદાની કામ સિવાય, તેમાંનો એક જણ પોતે એકલો એ કામ કરવાને પાત્ર નથી.

## પ્રકરણ ૨.

## કોઈ માણસે પોતાની હયાતીમાં આપેલી બક્ષિસ વિષે.

૧૦૧. બક્ષિસ એટલે બદલો લીધા વગર અથવા કંઈ અર્થ વગર બીજાને મિલકત આપવી. બક્ષિસની વ્યાખ્યા.

૧૦૨. બક્ષિસ આપનારે બક્ષિસ આપેલી વસ્તુનો ત્યાગ કરવો જેમ જરૂર છે, તેમજ બક્ષિસ લેનારે બક્ષિસ કબુલ રાખવી, અને તે વસ્તુનો કબજો લેવો પણ જરૂર છે. સ્વીકારઅને કબજો અવશ્ય છે.

૧૦૩. એ કબજો તાત્કાળીક જોઈએ. પરંતુ જો થોડી મુદતનો કબજો થયો હોય તો બક્ષિસ મંજુર ગણાવાને માટે તે બસ છે. જો બક્ષિસ આપનારની ઇચ્છા હોય તો કબજો આગળ ઉપર કોઈ મુદતે આપે. જે મિલકત બક્ષિસ આપનારની હયાતીમાં તેના કબજામાં ન હોય, તે મિલકતની કરેલી બક્ષિસ રદ બાતલ છે. કબજો તાત્કાળિક જોઇયે, અથવા પશ્ચાત્કાળિક.

૧૦૪. જો બક્ષિસ આપનાર તંદુરસ્ત હોય તો, અથવા બક્ષિસ આપતી વખતે માંદો હોય, ને પછી સાજો થાય તો, તેણે પોતાની તમામ મિલકતની વારસોને આપેલી બક્ષિસ મંજુર ગણાય. મરતી વખત કરેલી બક્ષિસને મૃતદાનની માફક ગણવામાં આવે છે. બક્ષિસઆપનાર માંદો હોય.

૧૦૪. આ વારસોને માટે કાંઇ ન રાખતાં તમામ મિલકત બક્ષિસમાં આપી દેવી, એ કામ ગમે તેવું પાપ ભરેલું છે, તોપણ કાયદા પ્રમાણે મંજુર છે. બક્ષિસ આપવામાં બક્ષિસ આપનારના વારસોની સમ્મતિની જરૂર નથી.

બક્ષિસ કરવાની વસ્તુ.

૧૦૫. બક્ષિસ આપવાની વસ્તુ બક્ષિસ આપતી વખતે વાસ્તવિક છતમાં જોઇએ. જમીનની બક્ષિસ આપ્યા સિવાય તે જમીન ઉપર ઉગેલાં ઝાડ વગેરેની બક્ષિસ મંજુર નથી.

સહિયારી બક્ષિસ.

૧૦૬. બે અથવા વધારે સખસને એકઠી બક્ષિસ આપવામાં આવી હોય, ત્યારે દરેક જણનો ભાગ નક્કી કરવો જોઇએ. બે સખસને મિલકત બક્ષિસ આપી હોય, ત્યારે કબજો સોંપતા પહેલાં વેહેંચણ કરવી અવસ્ય છે. જે મોઘમ મિલકત ભાગ પાડી શકાય એવી હોય તેની બે ભાદારને આપેલી બક્ષિસ મંજુર છે.

રીતસર કબજો.

૧૦૭. જો બક્ષિસ આપેલી વસ્તુ "ટ્રસ્ટી"[1] તરીકે બક્ષિસ લેનારના કબજામાંજ હોય તો, રીતસર કબજો આપવા લેવાની અગત્ય નથી.

વાલીનો કબજો.

૧૦૮. સગીર ઉમરના સખસને બક્ષિસ આપી હોય ત્યારે તેનો વાલી કબજો લેતો બસ છે.

શરતવાળી બક્ષિસ નામંજુર.

૧૦૯. શરતવાળી બક્ષિસ નામંજુર છે. જો કબજો લેવાઈ ચુક્યો હોય તો બક્ષિસ મંજુર ગણવી, પણ શરત રદ ગણવી જોઇએ.

૧૧૦. શરત પ્રમાણે કરવામાં આવ્યું નથી, એવા સબબથી બક્ષિસ પાછી લેઇ સકાતી નથી.

૧૧૧. જો બક્ષિસ લેનારે શરત પૂરી કરી હોય તો, એ બક્ષિસ વેચાણ અથવા મ્હોબદલા માટે આપ-

---

૧. ભાષાન્તરકર્તાની ટીપ—"ટ્રસ્ટી" એટલે જેને કાંઈ વસ્તુ ભરૂસા ઉપર સુપ્રત કરી હોય તે.

વામાં આવી એવું ગણાશે, અને તેવું ગણી મંજુર રાખવામાં આવશે.

૧૧૧. अ. બક્ષિસ આપેલી વસ્તુના સુબંધમાં કંઈ પણ વાત મોઘમ રહી હોય, જેવી કે બક્ષિસ આપેલી વસ્તુ મજીયારી મિલકતમાંનો પોતાનો અવિભકત ભાગ હોય તો, તેથી બક્ષિસ રદ થાય છે. જમીન બક્ષિસ આપી હોય તો, તેના ખતમાં જો તેની ચતુઃસીમા લોકમાં સારી રીતે પ્રસિદ્ધ હોય અને તે વિશે કંઈ વેહેમ રેહેતો ન હોય તો; ચતુઃસીમા ન લખી હોય તો ચાલે. વળી બક્ષિસ આપનારની તમામ મિલકત એકજ સખસને બક્ષિસ આપી હોય તો, ચતુઃસીમા લખવાની કંઈ જરૂર નથી.

૧૧૨. ગર્ભિત બક્ષિસ થઇ શકે નહિ. બક્ષિસ પ્રત્યક્ષ અને સ્પષ્ટ જોઇએ. અને બક્ષિસ આપનારે બક્ષિસવાળી વસ્તુનો સમૂળગો ત્યાગ કરી બક્ષિસ આપી છે એવું બતાવી આપવું જોઇએ. મ્હોડેથી આપેલી બક્ષિસ લખીને આપેલી બક્ષિસના જેવીજ કાયદેસર સબળ છે. બક્ષિસ પ્રત્યક્ષ જોઈયે.

૧૧૨ अ. જ્યારે બક્ષિસ આપેલી મિલકતનો ફક્ત થોડો ભાગ બક્ષિસ લેનારના કબજામાં હોય અને બાકીનો ભાગ બક્ષિસ આપનારના કબજામાં હોય, ત્યારે તે તમામ મિલકતના વેચાણ ખતપર બક્ષિસ લેનાર મતુ કરે અને બક્ષિસ આપનાર સાક્ષી કરે તો, તેટલીજ વાત તે બક્ષિસને સંપૂર્ણ અને કાયદેસર કરવાને સારૂ બસ છે. બક્ષિસ આપવાની વસ્તુ થોડી બક્ષિસ લેનારના ને થોડી આપનારના કબજામાં હોય ત્યારે.

૧૧૩. જો બક્ષિસ આપનારો બક્ષિસ આપેલી વસ્તુ ઉપર પોતાના ધણીપણાનાં કાર્ય બજાવ્યાં જાસે બક્ષિસ આપનાર બક્ષિ

સ આપેલી વસ્તુનો ઉપયોગ કરે તો બક્ષિસ રદ થાય છે.

રાખે તો, તે બક્ષિસ રદ છે; વહુએ વરને ઘર બક્ષિસ આપ્યું હોય, અથવા બાપે પોતાના ન્હાની ઉમરના દીકરાને મિલકત બક્ષિસ આપી હોય, તો એ બાબતોમાં ઉપરનો નિયમ લાગુ નથી.

બક્ષિસ પાછી લેવી.

૧૧૪. બક્ષિસ આપનાર પોતાની બક્ષિસ પાછી લેવાને મુખત્યાર છે. પણ (૧) જો બક્ષિસ લેનાર સગું હોય, (૨) જો બક્ષીસના બદલામાં કાંઈ લીધું હોય, (૩) જો બક્ષિસ આપેલી વસ્તુમાં કાંઈ વધારો થયો હોય, અથવા (૪) જ્યારે બક્ષિસ આપેલી વસ્તુ બક્ષિસ લેનારના વારસોના કબજામાં ગઇ હોય, અથવા બીજા બક્ષિસ લેનારના કબજામાં ગઈ હોય, ત્યારે આપેલી બક્ષિસ પાછી લેઈ શકાતી નથી.

---

## પ્રકરણ. ૩
## ધર્માદાય.

---

વ્યાખ્યા.

૧૧૫. ધર્માદાય એટલે દેવની શેવાને અર્થે કાંઇ મિલકત અર્પણ કરવી તે.

બીજાને આપી શકાતી નથી.

૧૧૬. ધર્માદાધનને, વેચાણ, બક્ષિસ અથવા વારસામાં આપવા યોગ્ય નથી. પરંતુ અવસ્યના કામને માટે જેમકે ધર્માદાધનના પેટાની ઈમારતોને જરૂરિયાત મરામત કરવાને માટે, ન્યાયાધીશો દેવાર્પણધન વેચી શકે.

મરતી વખતનું ધર્માદાય.

૧૧૭. મરતી વખતે આપેલું ધર્માદાય, મૃતદાન તરીકે ગણાય છે, અને તે અર્પણ કરનારની મિલકતના

ત્રીજા ભાગ જેટલું અમલમાં આવે છે.

૧૧૮. મોઘમ મિલકત ધર્માદા દાખલ આપી શકાય છે. મોઘમ મિલકત અર્પણ થઈ શકે.

૧૧૯ ધર્માદા ધનનો તપાસ રાખવાને અર્પણ કરનારે જેને ઠરાવ્યો હોય, તેને કુચાલની શાબીતી વગર કાઢી શકાય નહિ. વળી આવા તપાસને કાઢવાની સત્તા અર્પણ કરનારે ધર્માદા આપતી વખતે મુદ્દામ પોતાના હાથમાં રાખી ન હોય તો, તે પણ તેને કાઢી શકતો નથી. તપાસ રાખનારને દૂર કરવા વિશે

૧૨૦. ધર્માદા ધનના તપાસ રાખનારના મરણ પછી તેનું કામ ચલાવવા વિશે અર્પણ કરનારે કાંઇ ગોઠવણ કરી ન હોય તો, એ તપાસ રાખનાર પોતાના મરણાવસરે પોતાની પાછળ કામ ચલાવનાર નિમી શકે, પણ આ નિમનોકને રાજકર્તાની મંજુરી જોઈએ. તપાસ રાખનારની નિમનોક.

૧૨૧. ધર્માદા ધન બીજી મિલકત સાટે બદલામાં આપી શકાય નહિ. પણ જો આ બદલામાં ધર્માદા ધનના ફાયદાની વાત હોય, અને રાજકર્તાનો અનુમત હોય તો, એ પ્રમાણે થઈ શકે. ધર્માદા ધનનો અદલ બદલો થઇ શકે નહિ.

૧૨૧. अ. ધર્માદા ધનના તપાસ રાખનારની ફરજ છે કે ધર્માદા આપેલી જમીનની ઉપજમાંથી પ્રથમ તે ધર્માદા ખાતાનાં જે મકાન હોય તેની મરામત કરવી, અને વધારો તે ધર્માદા ખાતાના બીજા કામોમાં વાપરવો. ઉપજ.

પણ જો ધર્માદાની ઉપજ જરૂરની મરામતનો ખર્ચ નીકળે એટલી ન હોય તો, ટ્રસ્ટી ( ધર્માદા ધનના તપાસ રાખનાર ) તે કામ થાય એટલા પુરતો જમીનનો થોડોભાગ વેચાણ કરવો કે ઘરેણ

એ મૂકવે. ભાગ વેચાણ, આપવા અથવા ગીરો મૂકવા મુખત્યાર છે, કારણ કે દરેક ધર્માદાની બાબતમાં મકાનની મરામત કરવી એ અવશ્ય જરૂરની વાત છે.

ઈજારે અ-પાય નહીં. ૧૨૨. ધર્માદા ધનના ઉઘાડા ફાયદા શિવાય તે ત્રણ વર્ષ કરતાં વધારે મુદતને માટે ઈજારે આપી શકાતું નથી.

અર્પણ કરનારની ધારણા અમલમાં આણવી તેઈએ. ૧૨૩. અર્પણ કરનારની ધારણાના તાત્પર્ય પ્રમાણે સદા અમલ કરવો જોઇએ. પણ જો તેથી ધર્માદા ધનના ફાયદાને ઉઘાડી રીતે નુકશાન થાય એવું હોય તો, એ પ્રમાણે અમલ કરવો નહિ.

એકઠા તપાસ રાખનારા. ૧૨૪. જો અર્પણ કરનાર બે એકઠા તપાસ રાખનાર ઠરાવે તો, તેમાંનો એક જણ બીજાને પૂછ્યા વગર કાંઈ કરી શકતો નથી; પણ જો તે પોતાની જોડે એક તપાસ રાખનાર ઠરાવે, ત્યારે તો પોતે પોતાની મરજી માફક કામ કરી શકે.

રાજ્યેબક્ષિસ. ૧૨૪. अ. સરકારી બક્ષિસ બે પ્રકારની છે. અલ્તમઘા અને વક્ફ. અલ્તમઘા અમુક માણસને આપેલી બક્ષિસ છે, અને તેથી તે વારસામાં લેઇ શકાય એવી મીલકત છે. પરોપકારને ધર્મના કામ માટે આપેલું વક્ફ ધર્માદા ધનછે. માટે આવી જાતની મિલકત ઉપર વારસાનો દાવો ચાલી શકે નહીં.

વંશજોનેમાટે ધર્માદાય. ૧૨૫. વંશજોના ગુજરાનને માટે આપેલા, એટલે અલ્તમઘા ધર્માદાયમાંથી જે લાભ ઉત્પન્ન થાય તે એ વંશજો વચે નરનારીનો ભેદ રાખ્યા વગર સરખે ભાગે વેંહેચી આપવો જોઇયે.

૧૨૬. ધર્માદા ધનના ધર્મ કામના તપાસ રાખનારની જગ્યા સ્ત્રીને મળી શકતી નથી. પરંતુ તે વ્યવહારિક કાર્યની તપાસ રાખનારી થઈ શકે. સ્ત્રીયો ધર્માદા સબંધી ધર્મ કાર્યનો વહિવટ કરી શકતી નથી.

# પ્રતીભાગ ૩

## કરાક વિષે.

## પ્રકરણ ૧.

### વેચાણ.

૧૨૭. અર્પણ અને સ્વિકારથી વેચાણ પૂરૂં થાય છે. વેચાણ શાથી પૂરૂં થાય છે.

૧૨૮. બીજા બધા કરારોના પક્ષકારની પેઠે વેચાણના પક્ષકારને પણ તેઓ જે કરાર કરે છે તેના બંધન વિષેનું જ્ઞાન હોવું જોઇએ. ન્હાની ઉમરનો સખસ પોતાના વાલીની સમ્મતિ વગર કરાર કરી શકતો નથી. તેમજ ગાંડો માણસ વચે વચે તેનું ચિત્ત શુદ્ધિમાં આવે, તે સમય વિના બીજે સમયે કરાર કરી શકતો નથી. જે સખસ પ્રાણઘાતક રોગથી પીડિત હોય, તે વેચાણ કરી શકતો નથી. વેચવાને કોણ પાત્ર છે. કાચી ઉમરનાં માણસ.

૧૨૯. વેચાણ ચાર જાતનાં છે. તેની વિગત—( ૧ ) માલને બદલે માલ; ( ૨ ) નાણાને બદલે નાણું; ( ૩ ) નાણાને બદલે માલ અને ( ૪ ) માલને બદલે નાણું. ચાર જાતનાં વેચાણ.

પરિમાણ માં સરખા પણું ક્યારે જોઈએ.

૧૩૦. જે વસ્તુ અદલ બદલ કરવાની છે તે જો એક જ પ્રકારની હોય, જેમ નાણાને બદલે નાણું આપવાનું હોય, તો પરીમાણમાં સરખાપણું, એ અવસ્યની શરત છે.

વેચાણ સ્પષ્ટ અથવા ગર્ભિત હોય.

૧૩૧. વેચાણ સ્પષ્ટ હોય, એટલે પક્ષકારોના કરારથી હોય, અથવા ગર્ભિત હોય; જેમકે અપ્યો અન્ય કબજો આપ્યાથી.

વેચાણની વસ્તુ.

૧૩૨. એ વાત અગત્યની છે કે વેચાણવાળી વસ્તુ અને (વેચાણનો) અર્થ એવાં નક્કી અને મુકરર કરેલાં જોઈએ કે, પક્ષકારોના ભાવાર્થ વિશે આગળ ઉપર કાંઈ વાંધો કાઢી શકાય નહી. ચતુઃસીમા ન લખી હોય તેથી વેચાણ રદ થતું નથી.

૧૩૩. વળી એ કરારવાળી વસ્તુ તે વખતે ખરેખરી છતામાં હોવી જોઇએ, અથવા આગળ ઉપર અમુક વખતે આપી શકાય એવી જોઇએ.

શરતવાળું વેચાણ.

૧૩૩. અ. શરતવાળી બક્ષિસ ગેરકાયદેસર છે, છતાં શરતવાળું વેચાણ કાયદેસર ગણાય છે.

વારસે કરેલું અને વારસને આપેલું વેચાણ.

૧૩૪. ઘણા વારસમાંનો એક જણ, જે મિલકતમાં હિસ્સો લેવાનો તમામનો હક્ક છે, તેવી મિલકતનું વેચાણ કરે તો તે વેચાણ વેચનારના હિસ્સા જેટલું મંજુર ગણાશે. અને કોઇએ પોતાના મરણ સમયે પોતાના એક વારસને આપેલું વેચાણ બીજા વારસોની સમ્મતિ વગર મંજુર નથી.

મુઅમલાની.

૧૩૫. એમાંથી ગમે તે પક્ષકાર એ કરાર તોડાવાની

મુખત્યારીને માટે પઠણ કરી શકે, પણ એ પઠણની મુદત ત્રણ દિવસથી વધવી ન જોઈએ. ખરીદ કરનાર ધણીપણાનું કાંઇ કાર્ય બજાવે તો, એ મુખત્યારીની શરત રદ થઇ સમજવી.

૧૩૬. કોઇ ખરીદદાર પોતે ખરીદ કરેલી જંગમ મિલકત ખરેખરી પોતાના કબજામાં આવ્યા સિવાય વેચી શકતો નથી. ફરી વેચાણ.

૧૩૭. વેચેલી વસ્તુ ખોડ અને દોષ રહિત છે, એવી ખાતરનિશા દરેક વેચાણના કારારમાં ગર્ભિત રહેલીજ છે. ખાતરનીશા ગર્ભિત છેજ.

૧૩૮. જ્યારે વેચેલી મિલકત વેચાનારે તેનું જે વર્ણન આપ્યું હોય તેથી જુદી પડે, ત્યારે ખરીદદાર કરારના બંધનમાંથી નિકળી શકે છે. ખરીદદાર ક્યારે કરાર માંથી નિકળી શકે.

૧૩૯. જમીનના વેચાણથી તેના ઉપર જે થોડી મુદ્દત રેહે એવી વસ્તુઓ હોય, તે ખરીદદારને મળતી નથી. વેચાણ વખત ઝાડ ઉપર જે ફળ રહ્યાં હોય, તે વેચનારના ધણીપણાનાં છે. પરંતુ ઝાડ એ ચોટેલી વસ્તુ છે. તેથી ખરીદ કરનારની મિલકત થાય છે. વેચેલી મિલકતને વળગેલી વસ્તુઓ.

૧૪૦. વેચાણ આપેલી વસ્તુમાં જે ભાગીઓ હોય તે, તે વસ્તુના અંગભૂત પદાર્થમાં ભાગ લેનાર, અને પાડોશી, એઓ એ મિલકત ઉપર અગ્રક્રિયાધિકારનો અનુક્રમે[1] દાવો રાખી શકે. અગ્રક્રિયાધિકારનો દાવો હક્ક કરી શકે.

---

૧. ભાષાન્તરકર્ત્તાની ટીપ—એટલે વેચેલી વસ્તુમાં જે ભાગીઓ હોય તેનો હક્ક પ્રથમ, ત્યાર પછી એ વસ્તુના અંગભૂત પદાર્થમાં ભાગ લેનારનો હક્ક, અને તે ન હોય તો પડોશીનો હક્ક છે.

માત્ર સ્થાવર મિલકતને લાગુછે.

૧૪૧. પ્રથમ ખરીદ કરવાનો હક સ્થાવર મિલકત ઉપર હોય છે; જંગમ મિલકત ઉપર નથી હતો.

બક્ષિસને લાગુ થતો નથી.

૧૪૨. બક્ષિસથી જે મિલકત આપી હોય તેના ઉપર પ્રથમ ખરીદ કરવાનો હક લાગુ થતો નથી.

વિચાર જણાવવો.

૧૪૩. એ વાત અગત્યની છે કે આ હકનો દાવો રાખનારે ખરીદદાર થવાનો પોતાનો વિચાર વેચાણની વાત પોતાના જાણવામાં આવ્યાં પછી તરતજ જણાવવો જોઈએ.

પ્રથમ ખરીદ કરનારના હક.

૧૪૪. અગ્રક્રિયાધિકારથી દાવો રાખનાર ખરીદીના રૂપૈયા આપે ત્યાં સુધી પ્રથમ ખરીદ કરનારને ખરીદ કરેલી મિલકત પોતાના કબજામાં રાખવાનો હક છે.

વેચનારના હક.

૧૪૫. જો કબજો આપવામાં આવ્યો ન હોય તો, વેચનારને પ્રથમ ખરીદ કરનારના જેવોજ હક છે.

આગ્રક્રિયાધિકાર ડુબાવવાની કાયદાસર યુક્તિઓ.

૧૪૬. પરંતુ પ્રથમ વેચાણ રાખવાનો હક ડુબાવવાની કાયદાસર ઘણી યુક્તિઓ છે. ઉદાહરણ—પડોશીની મિલકતને તરતજ લગતા ભાગ સિવાય બાકીની તમામ મિલકત વેચવી, અથવા વેચાણ આપનાર ખરીદદાર સાથે નામની[1] ઘણીજ ભારે કિમત લેવાનો ઠરાવ કરે, અને અગ્રક્રિયાધિકારી જો પોતાનો હક મેળવવાનો આગ્રહ કરે તો, એ ભારે કિમ્મત તેણે આપવી પડે.

---

૧. નામની કિમ્મત એટલે ખરેખરી આપવાની કિમ્મત નહિ, પણ માત્ર ઉપરથી દેખાડવાની.

## પ્રકરણ ૨.

### દેવું અને જામીની.

૧૪૭. વારસો પોતાના વડીલોના દેવાને સારૂ માત્ર તેમણે જે મિલકત મુકી હોય તેટલે દરજ્જે જવાબદાર છે. કોઈ દેવાદાર પોતાના લેહેણદારોને નુકશાન થાય એવી રીતે પોતાના મરણ વખતે પોતાની મિલકત વસિયતનામાથી અથવા બીજી કોઈ રીતે પરહસ્તગત કરી શકતો નથી. વારસની જવાબદારી.

૧૪૮. મરતી વખતે કબુલ કરેલા કરજ કરતાં તંદુરસ્તીના સમયમાં કાઢેલું કરજ પ્રથમ ચુકવી આપવું જોઇએ. મરતી વખતની કબુલાત.

૧૪૯. કાયદો એવું અનુમાન કરે છે કે બે અથવા વધારે સખસો ભેગું કરજ કાઢે અથવા એકઠા જામીન થાય તો, એ પ્રકારના કાયદામાં તેઓ સરખો ભાગ લેનાર છે, માટે બીજી રીતે વિશેષ ઠરાવ કર્યો ન હોય, તો દરેક જણ માત્ર પોત પોતાના હિસ્સા જેટલા જવાબદાર છે. એકઠા દેણદાર.

૧૫૦. પરંતુ વેહેપારના કામ કાજમાં જેઓ સહિયારી હોય, તેઓમાંનો પ્રત્યેક જણ પરસ્પરના કાર્યને માટે જવાબદાર છે. વેહેપારમાં સહિયારી.

૧૫૧. બે અવિભક્ત ભાઇયોમાંના એક જણે ખત લખી આપી કાઢેલું કરજ વાળવામાં ભાગ આપવાની બીજા ભાઇએ દસ્તાવેજી મંજુરી આપી ન હોય તો, તે કરજ કાઢનારે પોતે એકલાએ ચૂકવી આપવું જોઇએ. બે અવિભક્ત ભાઈઓમાંના એક જણે લખી આપેલું ખત.

દેવું વાળવું. ૧૫૧. ખત લખી આપીને કાઢેલું દેવું લેખી પોંહોચ લીધાથીજ અદા થયું ગણાય છે.

હુંડી. ૧૫૨. હુંડી સ્વિકારાઈ (શકરાઈ) એટલે જેની પાસે હુંડી હોય તેને હુંડી લખનાર જવાબદાર નથી; પણ જો નાણાં લેહેણાં થયા પેહેલાં હુંડી સ્વિકારનાર નાદાર થઈ ગુજરી જાય તો હુંડી લખનાર જવાબદારીમાંથી મુક્ત થતો નથી.

જરૂરિયાત કરજ. ૧૫૩. વાલીએ પોતાની સંભાળ નીચેના સગીર ઉમરના સખસને સારૂ જે જરૂરિયાત કરજ કાઢ્યું હોય તે એ સગીર ઉમરના સખસે પાકી ઉમરનો થયેથી ચૂકવી આપવું જોઇએ.

દાવાની મુદતના ધારા. ૧૫૪. મુસલમાની કાયદામાં એવી મુદત ઠરાવી નથી કે, જે ઉપરાંત દાવાની ફરિયાદી ચાલે નહી. પરંતુ આપણી કાયદા બાંધનારી સભાએ આ વાત રદ કરી છે. (સન ૧૮૫૯ નો આક્ટ ૧૪ મો જુઓ.)

મ્હોડામા અને લખેલા કરાર. ૧૫૫. મ્હોડાના કરારની રૂઇનો દાવો લેખી દસ્તાવેજથી મજબુત કરેલા દાવાના જેટલોજ વજનદાર છે.

વિધિવિરોધ. ૧૫૬. દસ્તાવેજમાં કાંઇ વિધિવિરોધ થયો હોય તો તેથી બીજી બાબતમાં તેનું બળ કમી થતું નથી.

દાવાની અગ્રતા. ૧૫૭. તમામ દાવા વિષે સામાન્ય નિયમ એ છે જે, હક્ક જેમ મુદતમાં પેહેલો તેમ તેની અગ્રતા.

બક્ષિસ કરતાં વેચાણ ચડે. ૧૫૮. જ્યારે બેમાંથી કિયો દાવો પ્રથમની તારીખનો છે તે નક્કી થઇ શકે નહિ, ત્યારે બક્ષિસની રૂઈના દાવા કરતાં વેચાણની રૂઇનો દાવો શ્રેષ્ટ ગણવામાં આવશે.

૧૫૯. કરાર કરનાર પક્ષકારમાંથી એકનું ( અથવા બેનું ) મરણ થવાના સબબથી ઘણુંકરીને એ કરારનો અંત આવતો નથી. પણ જો કરાર મરનારના પંડનેજ લગતો હોય તો એ નિયમ લાગુ પડતો નથી. ઉદાહરણ પત્યાણુ, જેમાં ગુજરનાર ભાગીદારના વારસો સાથે ધંધામાં સામેલ રેહેવાની જીવતાં રેહેનાર ભાગીદારોના ઉપર ફરજ નથી. તેમ જીવતા રેહેનાર ભાગીદારો સાથે ધંધામાં સામેલ રેહેવાને ગુજરનાર ભાગીદારના વારસો પણ બંધાયેલા નથી. કરારનો અંત.

૧૬૦. વ્યાજ લેવાની કાયદામાં મનાઈ છે, પણ આ પ્રતિબંધ હાલની કાયદા બાંધનારી સભાએ રદ કર્યા જેવો છે. વ્યાજ.

૧૬૧. જમીનના ગીરોમાં અને માલના ગીરોમાં કાંઇ તફાવત નથી. ગીરો.

૧૬૨. તમામ ગીરોમાં કબજો એ અગત્યની શરત છે. આ કાયદામાં સાન મંજુર ગણવામાં આવતી નથી.[1] ગીરોમાં શી વાત અવશ્ય જોઈએ.

૧૬૩. ધરાણે રાખનારે ધરાણે મુકેલી વસ્તુ ધરાણે મુકનારની સમ્મતિ વગર વાપરવી નહીં. જો તે વાપરે તો તમામ જોખમને માટે તે જવાબદાર છે. ધરાણે મુકેલી વસ્તુ વાપરવી ન જોઇએ.

---

૧. **ભાષાન્તરકર્ત્તાની ટીપ**—વહિવટમાં આ નિયમ પ્રમાણે અમલ ચાલતો નથી. અને કબજા વગરનું ગીરો જેમ હિંદુમાં ચાલે છે તેમ મુસલમાનમાં પણ ચાલે છે. **મેકનાટન**કૃત મુસલમાની કાયદાની **રંસોને** પ્રગટ કરેલી બીજી આવૃત્તિના પૃષ્ટ ૭૪ નીચેની **ટીપ** જુઓ.

૧૬૪. જો ગીરવી મુકેલી વસ્તુ ગીરવી રાખનારના કાર્ય (કસુર) સિવાય બીજી રીતે ખોવાય અથવા નાશ પામે તો, દેવું પતી ગયું એમ સમજવું. પરંતુ ગીરવી મુકેલી વસ્તુની કીંમત અને દેવા વચેના તફાવતના રૂપૈયા ગીરવી મુકનારે પૂરા કરવા જોઈએ.[1] — ગીરવી મુકેલી વસ્તુની હાનિ.

૧૬૫. ગીરવી મુકેલી મિલકતમાંથી પોતાનું લ્હેણું વસુલ કરવાનો ગીરવી રાખનારને એ મિલકતના માલિકના બીજા બધા દેણદાર કરતાં પ્રથમ હક્ક છે. — ગીરવી રાખનારનો પ્રથમ હક્ક.

---

૧. **ભાષાન્તરકર્ત્તાની ટીપ**— જો એ ગીરવી મુકેલી વસ્તુની કીમત દેવા કરતાં વધારે હોય તો, ગીરવી રાખનાર એ વધારાના રૂપીયા ગીરવી મુકનારને આપવાને જવાબદાર નથી. પણ જો એ કીમત દેવા કરતાં ઓછી હોય તો ગીરવી મુકનારે, એ તફાવતના રૂપૈયા ગીરવી રાખનારને આપવા જોઈએ. પરંતુ જો એ મિલકતનો ગીરવી રાખનારના કાર્ય (કસુર) થી બુદ્ધિપુર્વક નાશ થયો હોય તો, દેવા કરતાં એ મિલકત જેટલી વધારે કીમતની હશે, તેટલા વધારાના રૂપૈયા આપવાને ગીરવી રાખનાર જવાબદાર છે. **મેકનાટન** કૃત મુસલમાની કાયદાની **સ્લોને** પ્રગટ કરેલી બીજી આવૃતિનું પૃષ્ટ ૭૫ જુઓ.

# પ્રતીભાગ. ૪

## સંસારનાં સગાંવાહાલાં.

### પ્રકરણ. ૧

### લગ્ન અને માં બાપ.

૧૬૬. લગનના કરારમાં માગણી અને કબુલાત અવસ્યુ જોઇએ.

લગનમાં શી શી વાત જરૂર જોઈએ.

૧૬૭. લગનની શરતો આ છે; કરાર કરનાર પક્ષકારોમાં સારા નરતાની સમજણ, તેઓની પૂર્ણાવસ્થા અને સ્વતંત્રતા. પેહેલી શરત પાળવામાં આવી ન હોય, એટલે પક્ષકારોમાં સારા નરસાની સમજણ ન હોય તો, લગનનો કરાર ધરમૂળથીજ રદ છે. જો પાછલી બે શરતો પાળવામાં આવી ન હોય તો એ કરાર રદ થઇ શકે એવો છે; પણ કરાર કરનાર પક્ષકારના વાલી અથવા મુરબીની સમ્મતિ હોય તો હરકત નથી. વળી એવી એક શરત છે કે સ્ત્રીમાં કાયદાસર અયોગ્યતા ન જોઈએ. દરેક પક્ષકારે બીજાનો કરાર જાણવો જોઈએ, એ કરારના સાક્ષી જોઇએ, અને માગણી અને સ્વિકાર એકજ વખતે અને એકજ જગ્યાએ થવાં જોઇએ.

લગનની શરતો.

૧૬૮. લગનના કરારની વ્યવહારિક અસર એ થાય છે કે, વહુને મેહેર, ખોરાકીપોશાકી[1] અને રેહેઠાણનો હક્ક મળે છે,

કરારની અસર.

---

[1]. વહુનો ખોરાકીપોશાકી મળવાનો હક્ક સ્પષ્ટ રીતે કબુલ રાખવામાં આવ્યો છે, તે એટલો બધો કે, જો વર પરગામ ગયો હોય અને

અને તેથી એ પક્ષકારોની વચ્ચે સગાઇની મના કરેલી પ-
યરી અને વારસાના પરસ્પર હક્ક ઉત્પન્ન થાય છે. નીકા અ-
ને સાદી, લગ્નની કાયદેસર અસરમાં કંઈ તફાવત નથી.
બંન્ને જાતના લગ્નથી થયલી પ્રજા સરખી રીતે વારસો લેછે.

વહુઓની સંખ્યા.

૧૬૯. સ્વતંત્ર માણસ ચાર બાયડીઓ કરી શકે, પણ ગુલામ બેજ કરી શકે.

મના કરેલાં સગાંની ગણતરી.

૧૭૦. કોઈ પુરૂષ પોતાની મા, વડીઆઈ, સાસુ, હોરમાન મા, હોરમાન વડીઆઇ, દીકરી, દીકરાની અ-
થવા દીકરીની દીકરી, દીકરાની વહુ, આંગળીઆટ છોકરી,
બેહેન, દુધ બેહેન, ભત્રીજી, માશી (ફોઇ, મામી, કાકી)
અને પોતાને ઉછેરનારી એઓને પરણી શકતો નથી
વળી જે બે ઓરતો વચ્ચે અન્યો અન્ય એવું સગપણ
થતુ હોય કે જો તેમાંની એક પુરૂષ હોત તો તેઓનું
એક બીજા સાથે લગ્ન થઈ શકત નહિ, એવી બે ઓ-
રતોને કોઈ પુરૂષ એકજ વખતે પરણે તો તે કાયદાસર નથી.

સ્વતંત્રમાણસો અને ગુલામોવિષે

૧૭૧. કોઇ મનુષ્ય પોતાના ગુલામ સાથે લગ્ન ક-
રી શકતો નથી, પણ કોઈ સ્વતંત્ર પુરૂષ જે ગુલામ પો-
તાનો માલ નથી તેની સાથે તે ગુલામના શેઠની મંજુરી

---

પોતાની વહુને માટે કાંઇ બંદોબસ્ત કરી ગયો ન હોય તો, કાયદો
તેની મીલકતમાંથી બંદોબસ્ત કરાવી આપશે, અને તલાકની બાબ-
તમાં વહુને તપાસ ઉપર રાખવામાં આવે એટલી મુદ્દતની ખોરાકી
પોશાકીનો હક્ક છે.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—આ તપાસ ઉપરની મુદતને મુસ-
લમાની કાયદામાં "ઇદ્દત" કહે છે.

સહિત લગ્ન કરે તો ચાલે. પરંતુ તે માણસ કોઈ સ્વતંત્ર સ્ત્રીને પેહેલેથી પરણેલો ન જોઇયે.

૧૭૨. ખ્રિસ્તી, યાહુદી અને બીજા ધર્મના સખસો, જેઓ એક ઇશ્વરને માનતા હોય, તેઓની સાથે મુસલમાન સગાઇ કરી શકે. પક્ષકારો-નાધર્મભિન્ન.

૧૭૩. પરણવાનો કરાર મ્હોડાનો અથવા દસ્તાવેજી ગમે તેવો હોય, તોપણ તે કરારની રૂઇયે પરણવાની જરૂર પાડી શકાતી નથી. કરાર તોડવામાં આવે તો લગ્નની બક્ષિસ અથવા તે બદલ જે કાંઇ આપવામાં આવ્યું હોય તે પાછું આપવું જોઇએ. લગ્નનું વચન તોડવું.

૧૭૪. કોઇ સ્ત્રી, પુરૂષ ઘણા દિવસ લાગટ વર વહુ પેઠે એકઠાં રહ્યાનું શાબીત થાય તો, તેઓનું લગ્ન થયું છે. એવું અનુમાન સાક્ષીઓની સાહેદી વગર કરવામાં આવશે. તથાપિ સઘળાં લગ્ન વખતે સાક્ષીઓ હાજર રાખવાની જરૂર છે. લગ્ન થયાનું અનુમાન.

૧૭૫. કોઈ યુવાવસ્થામાં આવેલી સ્ત્રી પોતાની નજરમાં આવે તેની સાથે પોતાનું લગ્ન કરવાનો કરાર કરી શકે, અને જો એ જોડું સરખું હોય, તો વાલીને વચમાં પડવાનો હક્ક નથી. કરાર કરવાની શકતી.

૧૭૬. જો એ જોડું સરખું ના હોય તો, એ લગ્ન રદ કરવા સારૂ વચમાં પડવાનો વાલીને હક્ક છે. વાલીના હક્ક.

૧૭૭. યુવાવસ્થામાં આવેલી નથી એવી કોઇ સ્ત્રી પોતાના વાલીની સમ્મતિ વગર પોતાનું લગ્ન કરવાનો કરાર કાયદા પ્રમાણે કરી શકતી નથી, અને એ કરાર જ્યારે બાળક કરાર કરે છે ત્યારે.

વાલીની સમ્મતિ હોય તોજે મંજુર ગણાય.

મુદત. ૧૭૮. પરંતુ સદરહુ બંને બાબતોમાં વાલીએ સંતાનનો જન્મ થતાં પેહેલાં વચે પડવું જોઇએ.

બદાકારોથી કરાર ક્યારે રદ થઇ શકે. ૧૭૯. કોઈ બાળકને માટે તેના બાપે અથવા દાદાએ કરેલો લગ્નનો કરાર મંજુર અને બંધનકારક છે. અને તે બાળક પાકી ઉમરે પોંહોચેથી તે કરાર રદ કરવા ચાહાયજો તો તે તેમ કરી શકતું નથી. પરંતુ જો એવો કરાર બીજા કોઇ વાલીએ કર્યો હોય, તો જે બાળકને વિષે તે કરાર કરવામાં આવ્યો હોય, તે બાળક પોતે પાકી ઉમરનું થએથી એ લગ્ન રદ કરી શકે છે, તથાપી એટલો વીલંબ ન થવો જોઈએ કે જેથી બાળકે એ કરાર કબુલ કર્યો, એવું સમજાય.

લગ્નને વાસ્તે વાલી. ૧૮૦. જ્યાં બાપ ભણીનો વાલી ન હોય, ત્યાં મા ભણીના સગા બાળકનું લગ્ન કરે, અને મા ભણીના વાલી ન હોય તો, તેમને ઠેકાણે સરકાર એ કામ કરે.

મેહેર વિશે. ૧૮૧. મેહેર લગ્નના કરાર સાથે જરૂર વળગેલીજ છે. મેહેર ઘણામાં ઘણી કેટલી હોય તેની હદ બંધાયેલી નથી. પણ ઓછામાં ઓછી દશ ડર્મ[1] છે, અને (અગર જો મેહેરનો થોડો ભાગ કંઈ દિવશ પછી આપવાનો કરાર કરવાનો રિવાજ છે તોપણ) મેહેર લગ્ન સંપૂર્ણ થએ

---

૧ ડર્મની કીમત કેટલી છે તે નક્કી નથી. કેટલાએકના કેહેવા પ્રમાણે છ સીલિંગ અને આઠ પેન્શનો, એટલે મુંબાઈગિરા ત્રણ રૂપૈયા પાંચ આના અને ચાર પાઇનો એક ડર્મ થાય છે.

થી લેહેણી થાય છે; અથવા બંન્નેમાંથી એક જણનું મ-
રણ થએથી અથવા તલાક આપેથી લેહેણી થાય છે.
પોતાના મરણ પામેલા ધણીની મીલકત પોતાની મેહે-
રની રકમ વળતાં સુધી પોતાના કબજામાં રાખવાનો
સ્ત્રીને હક્ક છે. પઠણું કરેલી મેહેરની રકમ ગમે તેટલી
ભારે હોય, તોપણ કાયદેસર રીતે મળી શકે છે.

૩૮૧. અ. જ્યારે કાંઈ મીલકત મેહેર બદલ આ-
પી હોય, ત્યારે તે મિલકતનો કબજો તુરત લેવાની જરૂર
નથી; કારણ કે આવું સાટું બક્ષિસ નથી, પણ વેચાણ
છે, ગણ મુદતના કાયદા પ્રમાણે મુદત વીતી જતાં સુધી
કબજો ન મેળવ્યો હોય તો, તે સાટું રદ થાય છે. કબજો.

૧૮૨. જ્યારે મેહેર કેટલી આપવી તે નક્કી કર્યું
ન હોય, ત્યારે તે સ્ત્રીના બાપના કુળની સ્ત્રીઓને જે
મેહેર મળી હોય તેની સરાસરી કાઢતાં જે આંકડો આવે
તેટલી મેહેર મળવાનો તેનો હક્ક છે. મેહેર દેવું ગણાય છે,
અને દેવા પ્રમાણે તે ચુકવવી જોઇએ. દેવામાં અને મેહે-
રમાં કાંઈ તફાવત નથી. મેહેરનો દાવો વારસાના દાવા
પેહેલાં પતાવવો જોઈએ. વિધવાના વારસો મેહેરને માટે
ગમે તે વખત દાવો લાવી શકે છે.

જ્યારે મેહેરનો આંકડો નક્કી ઠરાવ્યો નહોય ત્યારે શું કરવું.

મેહેર દેવું ગણાય છે.

૧૮૨. અ. કોઈ સખ્સ પોતાની તમામ મિલકત પો-
તાની સ્ત્રીને મેહેર બદલ આપે તો, તે સાટું ગણવામાં
આવે છે, ને તેથી જો મેહેરની રકમ અથવા તેને બ-
દલે આપેલી સ્થાવર મિલકતનું સ્થળ અને ચતુઃસીમા
લખ્યાં ન હોય તો, તેથી તે દસ્તાવેજ રદ થાયછે. જો

ચતુઃસીમા વિગરે લખવું?

કોઇ સખ્સ પોતાની તમામ મિલકત મેહેરનાં ભાગમ-હેલ આપે, પણ કેટલો ભાગ તે નક્કી બતાવ્યું ન હોય તો, તે દસ્તાવેજ રદ બાતલ છે.

દસ્તાવેજ. ૧૮૨. બ. મેહેરની બાબતમાં દસ્તાવેજ કરવાની જરૂર નથી. જે જમીનનો ધણી માલીક હોય, પણ જે જમીન તેનાપરના માલકીપણાનો હક્ક આપવા સારૂ મેહેરનો દસ્તાવેજ થયા પછી ધણીના કબજામાં આવે તો, તે દસ્તાવેજ રદ થાય છે, પણ જો ધણીને કબજો મળ્યા પછી તે વિધિપૂર્વક સ્ત્રીને કબજો સોંપે તો રદ થતો નથી.

મેહેર તરત આપવાની છે કે કાંઈ મુદત પછી તે નક્કી કર્યું ન હોય ત્યારે શું કરવું. ૧૮૩. મેહેર તરત આપવાની છે કે કાંઇ મુદત પછી તે નક્કી કર્યું ન હોય તો, તમામ મેહેર જ્યારે માગે ત્યારે આપવાની છે, એવું ગણવું જોઇએ.

સગીરે નક્કી કરેલી મેહેર. ૧૮૩. અ. ધણી પોતે સગીર હોય ત્યારે તેણે નક્કી કરેલી મેહેર જો તેના વાલીની સમ્મતિથી તે લગ્ન થયું ન હોય, અને મેહેરની રકમ નક્કી ઠરી ન હોય તો, કાયદેસર રીતે મળી શકતી નથી.

એક રકત સબંધ અને ઊછેરના કારણથી અટકાવ. ૧૮૪. એવો નિયમ છે કે રકત સબંધના કારણથી જે કાંઈ વાતની મના કરવામાં આવી છે, તે વાતની ઊછેરના કારણથી પણ મના કરવામાં આવી છે. પણ લગ્નની બાબતમાં આ નિયમને એક બે અપવાદ છે. **દ્રષ્ટાંત**—કોઇ પુરૂષ પોતાની બેહેનની દૂધ માને અથવા

પોતાના દુધ દીકરાની બેહેનને અથવા પોતાના દુધ ભાઈની બેહેનને પરણી શકે.

૧૮૪ અ. જો ધણી મેહેર આપવાની ગેરવ્યાજબી રીતે ના પાડે તો, સ્ત્રી તેની જોડે રેહેવા ના પાડી શકે છે, અને તેની પાસેથી ખોરાકી પોશાકી લઇ શકે છે. એમ છતાં સ્ત્રીને ખોરાકી પોશાકી આપવાની ધણી ના પાડે તો, તેથી સ્ત્રીને તલાક મેળવવાનો હક્ક થતો નથી. — ખોરાકી પોશાકી.

૧૮૫. કોઈ પણ ધણી પોતાની બાયડીની કાંઈ કુચાલ વગર અથવા કાંઈ કારણ બતાવ્યા વગર તેને તલાક આપી શકે. પરંતુ વધારે પસંદ પડેલા મત પ્રમાણે તલાક ફેરવી ન શકાય, એવી થતાં પેહેલાં તલાક ત્રણ વખત આપવી જોઈએ, અને દરેક વખતની વચમાં એક માસની મુદત વીતવી જોઇએ, અને આ વચલી મુદતમાં ધણી તે સ્ત્રીને ખુલ્લી રીતે અથવા ગર્ભિત રીતે પાછી સગ્રે. સગીરે આપેલી તલાક કાયદેસર રીતે નિરર્થક છે. — તલાકના નિયમવિષે.

૧૮૫. અ. તલાક આપ્યાની અસર તે આપ્યાની તારીખ પેહેલાં કોઈ પણ વખતથી શરૂ કરી શકાય નહીં. જે દિવશે તલાક જાહેર કરી હોય તેજ દિવશથી તેની અસર થાય છે.

૧૮૬. કોઈ ધણી પોતાની બાયડીને ત્રણવખત (એટલે) ફેરવી ન શકાય એવી રીતે તલાક આપ્યા પછી તેની સાથે પતિભાવે રહી શકતો નથી. પરંતુ તે સ્ત્રી કોઈ બીજા સખસને પરણે અને મોત અથવા તલાકના કારણથી તેનાથી જુદી પડે તો, તે સ્ત્રી અને તેનો આ- — ફરી મેળા થતા પેહેલાંની શરતો.

ગલ્યો અતાર દંપતિભાવે રહી શકે; પણ જો તે સ્ત્રી આગ-ગલ્યા ધણીથી માત્ર એક કે બે તલાકથી જુદી પડી હોય તો, ફરી મેળને સારૂ સદરહુ રીતે કરવાની જરૂર નથી.

મર્ણાવસરે આપેલી તલાક. ૧૮૭. જો કોઇ ધણી પોતાના મર્ણાવસરે પોતાની સ્ત્રીને તલાક આપે, અને તે સ્ત્રી પોતાનું ફરી લગ્ન કરવા પેહેલાં જે મુદત લગી તપાસ ઉપર રેહેવાને બંધાયલી છે, તે મુદત (ચાર માસ અને દશ દિવસ) વિત્યા પેહેલાં જો તે ધણી ગુજરી જાય તો, વારસો લેવાનો તે સ્ત્રીનો હક છે.

સ્ત્રીની ખોરાકી પોશાકી. ૧૮૭. અ. તલાક આપેલી સ્ત્રી તપાસ ઉપર હોય તે મુદતમાં ખોરાકી પોશાકી અને રેહેઠાણ મળવાનો તે સ્ત્રીનો હક છે

તલાક આપી ક્યારે કેહેવાય. ૧૮૮. ધણીએ એવી પ્રતિજ્ઞા લીધી હોય કે મારે મારી સ્ત્રીથી અલગ રેહેવું, અને ચાર માસની મુદત લગી તે પ્રતિજ્ઞા તુટી ન હોય તો, ફેરવી ન શકાય એવી તલાક[1] આપ્યા બરોબર છે. તલાક આપ્યા શિવાય ફક્ત જૂદા રેહેવાથી લગ્ન સબંધ તુટી જાતો નથી.

---

૧. ફેરવી શકાય એવી તલાકનો સહુએ કબુલ રાખેલો એક પ્રકાર છે, તે એ રીતે થાય છે કે ધણી પોતાની વહુને પોતાની મા જેવી અથવા પોતાની જે સગી વેહેરે પરણવાની તેને મના છે તે સગી જેવી ગણે છે. પણ ધણીએ આવું કર્‌યાને માટે ગુલામને મુક્ત કરીને, દાન કરીને, અથવા અપવાસ કરીને પ્રાયશ્ચિત કરવું જોઇએ. આવી જાતની તલાકને "ઝીહાર" એવું નામ આપેલું છે.

૧૮૯. વહુ પોતાના ધણીની સમ્મતિ હોય તો, લગ્નના બંધનમાંથી તેની પાસેથી પોતાનો છુટકો ખરીદ કરવાને મુખત્યાર છે. પણ પોતાના પેહેલા ધણીની હયાતીમાં તે બીજાની સાથે લગ્ન કરે તો, તે લગ્ન ગેરકાયદેસર થાય છે, અને તે બીજા ધણીથી થયલાં છોકરાં અનૌરસ છોકરાં તરીકે ગણાય છે. ખરીદ કરેલી તલાક.

૧૯૦. તલાકની એક બીજી રીત એ છે કે ધણી પોતાની ઓરત વ્યભિચારણી છે એવું કહી તેને તજવીના સોગન ખાય, અને જે વખતે એ ઓરતના ગર્ભમાં જે છોકરૂં હોય તે વિષે તે એવીજ રીતે કેહે કે એ છોકરૂં મ્હારા પેટનું નથી તો, તે છોકરૂં અનૌરસ છે, એમ ગણાશે. તલાકની એક બીજી રીત.

૧૯૧. ધણી નામરદ છે એવું શાબીત થયું હોય તો, તે બાત ઓરતે તલાક લેવાને કરેલો દાવો કબુલ કરવાને વળી એક સબબ છે. નામરદાઇ વિષે.

૧૯૨. લગ્ન થયા પછી છ મહીને જે છોકરૂં અવતરયું હોય, તે તમામ કાર્યને માટે વરનું છોકરૂં ગણાય છે. તેમજ ધણીના મરણ પછી અથવા તલાક આપ્યા પછી બે વર્ષની માંહે જન્મેલું છોકરૂં પણ એ ધણીનું છોકરૂં ગણાય છે. બાપ કોને કેહેવાય એ વિષે નિયમ.

૧૯૩. કોઇ સખસની લુંડીને પેટે અવતરેલું પેહેલું છોકરૂં તે સખસનું છોકરૂં ગણાય છે, પરંતુ જો તે સખસ બાપ થવાનો દાવો કરે તો એમ ગણાય, નહિ તો નહિ. પણ તે સખસે એક છોકરાનો બાપ થવાનો દાવો કરયા પછી જો એની એજ સ્ત્રીને બીજું છોકરૂં થાય, અને તે લુંડીનાં છોકરાં વિષે નિયમ.

સમક્ષ એ બાળકનો હું બાપ છું એવું કેહે નહિં, તેપણ તે બીજા બાળકનો તે બાપ છે, એવું શાબીત ગણવામાં આવશે. લુંડીથી થયલાં છોકરાં પરણેલી સ્વતંત્ર સ્ત્રીથી થયલાં છોકરાંની બરાબર વારસો લે છે.

બાપપણું એ વી કબુલાત.

૧૯૪. જો કોઇ માણસ એવું કબુલ કરે કે ફલાણો સખ્સ મ્હારો દીકરો છે, અને તેમની વચે આવું સગપણ હોય એ વાત અશક્ય છે, એવું ખુલ્લી રીતે કશાથી જણાતું ન હોય તો, તે બાપ છે, એવું નક્કી ગણવામાં આવશે.[1]

---

## પ્રકરણ. ૨

### વાલીપણા વિષે.[2]

કાચી ઉમર ક્યાં લગી ગણાય.

૧૯૫. પુરૂષ અને સ્ત્રી બેહુની બાબતમાં કાચી ઉમર સોળમું વર્ષ પૂરૂં થતાં સુધી ગણાય છે, પણ જો યુવાવસ્થાનાં ચિન્હ વેહેલાં નજરે પડે, તો ત્યારથી પાકી ઉમર ગણાય

કોર્ટ આફ

૧૯૬. કોર્ટ આફ વાર્ડસની સંભાળ નીચેના જ્યાં

---

૧. **ભાષાન્તરકર્તાની ટીપ**—હિંદુશાસ્ત્રમાં જેમ દત્તક લેવાનું મંજુર ગણાય છે, તેમ મુસલમાની કાયદામાં દત્તક મંજુર ગણાતો નથી, અર્થાત મુસલમાની કાયદામાં દત્તકના કારણથી વારસાનો હક્ક મળતો નથી. મદ્રાસ કોર્ટનો નંબર ૧૨ સને ૧૮૧૭ નો ફેંસલો તથા **હુસ્ટન** કૃત હિંદુ અને મુસલમાની કાયદાનું પૃષ્ટ ૧૧૧ જુઓ.

૨. **ભાષાન્તરકર્તાની ટીપ**—આ વિશે હિંદુસ્થાનની કાયદા બાંધનારી સભાએ પસાર કરેલો સને ૧૮૫૪ નો ૨૦ મો આક્ટ મુંબાઈ ઈલાકામાં સગીરની મિલકત તથા સગીરની સંભાળ વિશેનો જુઓ.

બાળકની બાબતમાં કાચી ઉમ્મર અઢારમું વર્ષ પુરૂં થતાં લગી ચાલે છે. વાલીની સંભાળ નીચેનાં બાળક.

૧૯૭. વાલી બે પ્રકારના છે; (૧) સ્વભાવિક અને (૨) વસિયતનામાથી ઠરાવેલા. વાલીના બે પ્રકાર.

૧૯૮. વળી વાલીના બીજા બે ભેદ છે, (૧) નજીકના, અને (૨) દુરના નજીકના વાલીમાં બાપ, દાદો (બાપનો બાપ), તેઓનું વસિયતનામું અમલમાં લાવનાર, અને એ વસિયતનામું અમલમાં લાવનારનું વસિયતનામું અમલમાં લાવનાર, એઓ છે. દુરની વાલીમાં બાપની તરફનાં વેગળાનાં સગાં છે. તેમનું વાલીપણું તેમની સંભાળ નીચેના બાળકની કેળવણી અને લગ્ન સબંધી બાબતોમાંજ ચાલે છે. બીજા બે પ્રકાર.

૧૯૯. વધારે નજીકના વાલીઓની સત્તા તેમની સંભાળ નીચેના બાળકને ફાયદો થાય એવા કામ માટે તે બાળકની મિલકત ઉપર છે. આવા વાલી ના હોય તો આ સત્તા વેગળાના વાલીને મળતી નથી, પણ રાજકર્તાને મળે છે. નજીકના અને દુરના વાલી.

૨૦૦. માની તરફનાં સગાં એ સહુથી ઉતરતા દરજ્જાના વાલી ગણાય છે. લગ્ન અને કેળવણીની બાબતોમાં તેમના વાલીપણાનો હક્ક માત્ર જ્યારે બાપ તરફનાં સગાં અથવા મા ન હોય ત્યારેજ ચાલે છે. માની તરફનાં સગાં.

૨૦૧. દીકરો સાત વર્ષનો થતાં લગી, અને દીકરી ઋતુ ધર્મમાં આવતાં લગી તેમની રક્ષાનો માને હક્ક છે. બાળકની રક્ષા.

૨૦૨. મા પરાયા માણસને પરણે તો તેનો સદરહુ હક્ક જતો રેહે છે પણ તે પાછી વિધવા થયેથી એ હક્ક તેને પાછો મળે છે. તે કોઈ પાસેના સગા સાથે પરણે તો તેનો મા રક્ષાનો હક્ક ખુવે છે.

વાલીપણામાં હક્ક જતા નથી.

બાપની તરફના સગાં.

૨૦૩. બાપની તરફના સગાને બાળકની મિલકતનો વારસો લેવાનો જેમ નજદીકનો હક્ક, તે પ્રમાણે તેઓને એ બાળકની કેળવણી અને તેના લગ્નની બાબતોમાં વાલીપણાનો હક્ક મળે છે.

જરૂરિયાત દેવું.

૨૦૪. કોઈ વાલીએ પોતાની સંભાળ નિચેના બાળકના પોષણ અથવા કેળવણી માટે જરૂરિયાત કરજ કાઢ્યું હોય તે, એ બાળકે પોતે પાકી ઉમરનો થયેથી વાળી આપવું જોઈએ.

બાળક કરાર કરી શકતું નથી.

૨૦૫. જે કરાર ઉઘાડી રીતે બાળકને ફાયદાકારક હોય, તે કરાર સિવાય બાળક પોતાના વાલીની સમ્મતિ વગર કોઇ પણ કરાર કરવાને પાત્ર નથી. સગીર પોતાના વાલીની સમ્મતિ હોય તોજ દાવો લાવી શકે છે.

બાળક બક્ષિસ લેઈ શકે.

૨૦૬. તથાપિ બાળક બક્ષિસ લેઇ શકે છે.

વાલીનાં કાર્ય.

૨૦૭. બાળકની સ્થાવર મિલકત સંબંધી વાલીનાં કાર્ય બાળકની ઉપર બંધનકારક નથી. પરંતુ જો તે કાર્ય જરૂરિયાત અર્થનાં હોય, અથવા બાળકના ફાયદા માટે હોય તો, બાળકના ઉપર બંધનકારક છે.

૨૦૮. બાળકની જંગમ મિલકત સંબંધી વાલીનાં કાર્ય બાળક ઉપર બંધનકારક છે, પણ જો તે કાર્યમાં દેખીતો કાંઇ દગો ન હોય તો.

બાળકની જવાબદારી

૨૦૯. બાળકો બીજાની મિલકત અથવા લાભને જાણી જોઇને નુકશાન અથવા હાનિ કરે તો, તેઓ દિવાની કાયદાની રૂએ જવાબદાર છે.

# પ્રથમ ભાગમાં વધારો.

## વારસાની વેંહેચણીના નિયમ.

મુસલમાની કાયદામાં ઘણા સગાને વીરસામાંથી જુદા જુદા હિસ્સા મળે છે, તેથી મિલકતની વેંહેચણ શી રીતે કરવી, અને દરેક હિસ્સેદારને શું શું મળવાનું, તે એકદમ નક્કી થઈ શકતું નથી; પણ તે ખોળી કાઢવામાં કેટલીક મુસ્કેલી પડે છે. આ હિસ્સા ખોળી કાઢવાની **સર વિલિયમ મેકનાટને** પોતાના મુસલમામી કાયદાના પુસ્તકમાં સાત રીતો બતાવી છે. તે ઘુંચવણ ભરેલી છે. અને **હુસ્ટનકૃત** હિંદુ અને મુસલમાની કાયદાને પૃષ્ઠ ૧૧૪ મે ત્રણ રીતો બતાવી છે, તે મુકાબલે સુગમ જણાય છે; તેથી તે રીતો અહિં દાખલ કરવી ભાષાન્તર કર્તાએ ઠીક ધારી છે.

કોઇ મરનાર સખસે કેટલા અને કિયાં કિયાં સગાં મુક્યાં છે, તે નક્કી કર્યા પછી તે સગામાંથી જેઓ કાયદાસર હિસ્સેદારો હોય તેમના હિસ્સા કલમ ૩૫ નીચેના કોઠા ઉપરથી ખોળી કાઢવા, અને તે હિસ્સાનો સર્વાળો કરી એક એ સંખ્યા જોડે સરખાવવો.

(ક) જો એ સર્વાળો એક (૧)એ સંખ્યાની બરાબર હોય તો નીચે લખેલા **(અ)** નિયમ પ્રમાણે કરવું.

**(ખ)** જો એ સર્વાળો $\frac{૧}{૧}$ કરતાં વધારે થતો હોય તો **"વધારો"** એ મથાળાના પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે કરવું.

**(ગ)** જો એ સર્વાળો $\frac{૧}{૧}$ કરતાં ઓછો થતો હોય તો, એ બાકીનો હિસ્સો શેષાધિકારી વચે વેંહેચી નાંખવો, અને પછી **(અ)** નિયમ પ્રમાણે ચાલવું: પણ જો કોઇ શેષાધિકારી ના હોય તો **પ્રત્યાગામી** એ મથાળાનાં પ્રકરણમાં લખ્યા પ્રમાણે કરવું.

## અ: નિયમ.

**રકમ. ૧.**—વારસોના તફા જે હિસ્સાના હક્કદાર હોય, તે હિસ્સા એક ઓળનાં લખીને દરેક તફામાં જેટલાં મનુષ્ય હોય તે મનુષ્યની સંખ્યાએ ભાગો; આમ કરવાથી જે અપૂર્ણાંક રકમ આવશે તેટલો હિસ્સો એ મિલકતમાંથી દરેક વારસને મળવાનો હક્ક છે, એમ સમજવું.

**રકમ.** ૨.—ઉપર પ્રમાણે જે અપૂર્ણાંક રકમો આવી હોય તેમનાં છેદનો (કલમ ૫૦) નીચેની ટીપમાં બતાવેલી રીતે દૃઢભાજક કાઢો. જે દૃઢભાજક આવે તેટલા એ મિલકતના ભાગ કરવા જોઇએ.

**રકમ. ૩.**—આ દૃઢભાજકને રકમ ૧ થી આવેલા અપૂર્ણાંકના છેદોએ ભાગો. અને જે ભાગાકાર આવે તેને જે જે છેદોના જેજે અંશ તે વડે ગુણો. આ ગુણાકારથી જે રકમ આવશે તેટલા ભાગ દરેક ભાગીદારને મળવાનો હક્ક છે, એમ સમજવું.

આ નિયમો શી રીતે લાગુ કરવા તે નીચેના દાખલા ઉપરથી માલુમ પડશે.

**દાખલો. ૧**—બાપ, મા, અને પાંચ દીકરીઓ મુકીને કોઇ મુસલમાન મરી જાય છે. બાપનો હિસ્સો ૧/૬ છે, અને માનો પણ ૧/૬ છે, દીકરીઓ જેઓ મરનારને દીકરા ન છતાં કાયદાસર હિસ્સેદાર છે, તેઓ એક કરતાં વધારે છે, તેથી તેમને તેમના બાપની મિલકતમાંથી ૨/૩ હિસ્સો મળવાનો હક્ક છે; આ ૧/૬, ૧/૬, અને ૨/૩. એ અપૂર્ણાંક રકમોનો સર્વાળો કરીએ તો બરોબર ૧/૧ થાય છે. માટે આ બાબતમાં **અ** નિયમ લાગુ પડશે. હવે એ નિયમની રકમ ૧ પ્રમાણે ચાલતાં બાપનો હિસ્સો ૧/૬ માંનો પણ ૧/૬, અને દરેક દીકરીનો હિસ્સો ૨/૧૫ આવે છે. પછી રકમ ૨ પ્રમાણે ગણતાં આ અપૂર્ણાંકના છેદનો દૃઢભાજક ૩૦ આવ્યો, તેથી એ મિલકતના ૩૦ ભાગ કરવા જોઇએ. છેલી વારે રકમ ૩ પ્રમાણે ગણતાં માલુમ પડશે કે આ ભાગમાંથી બાપ

અને આ દરેકને પાંચ, અને દરેક દીકરીને ચાર હિસ્સા મળશે. આ રીત ટુંકામાં નીચે પ્રમાણે બતાવી શકાય.

બાપનો હિસ્સો... $\frac{1}{6}$ તેથી બાપનો હિસ્સો... $\frac{1}{6}=\frac{5}{30}$

માનો હિસ્સો ... $\frac{1}{6}$ માનો હિસ્સો......... $\frac{1}{6}=\frac{5}{30}$

અને

પાંચ દીકરીઓનો.. $\frac{2}{3}$ દરેક દીકરીનો હિસ્સો... $\frac{\frac{2}{3}}{5}=\frac{4}{30}$

એટલે એ મિલકતના ૩૦ ભાગ કરવા; જેમાંના

બાપને............૫

માને ............૫

અને

દરેક દીકરીને ચાર
મુજબ પાંચ દીકરીઓ વચ્ચે.........૨૦

કુલ. ૩૦

દાખલો. ૨–એ વિધવા, બાપ, અને ત્રણ દીકરા મુકીને એક માણસ મરી જાય છે.

ગુજરનારને છોકરાં છે તેથી તેની વિધવાને તેની મિલકતનો $\frac{1}{8}$ મળે છે, અને તેના બાપને $\frac{1}{6}$ મળે છે, માટે એ બે રકમોનો સર્વાળો કરતાં $\frac{7}{24}$ થાય છે. આ સર્વાળો $\frac{1}{1}$ કરતાં ઓછો છે, તેથી બાકીના $\frac{17}{24}$ ત્રણ છોકરા વચ્ચે વેહેચી આપવાના રહ્યા. હવે એ મિલકતના કેટલા ભાગ કરવા, અને દરેક જણને કેટલા કેટલા ભાગ આપવા, તે નક્કી કરવા માટે (અ) નિયમ પ્રમાણે ચાલવું.

એ વિધવાનો હિસ્સો...................... $\frac{1}{8}$

બાપનો.................................. $\frac{1}{6}$

અને

દરેક દીકરાનો.................................$\frac{૧૭}{૨૪}$ છે.

હવે સદરહુ નિયમ પ્રમાણે ચાલતાં,

દરેક વિધવાનો હિસ્સો.........................$\frac{૧}{૧૬}=\frac{૯}{૧૪૪}$

બાપનો.........................................$\frac{૧}{૬}=\frac{૨૪}{૧૪૪}$

દરેક દીકરાનો.................................$\frac{૧૭}{૭૨}=\frac{૩}{૧૪૪}$

આ ઉપરથી જણાશે કે એ મિલકતના ૧૪૪ ભાગ કરવા જોઈએ, જેમાંથી નવ ભાગ દરેક વિધવાને, ૨૪ ભાગ બાપને, અને ૩૪ ભાગ દરેક દિકરાને મળશે.

**દાખલો. ૩**–કોઇ મુસલમાન નીચે લખ્યા પ્રમાણે સગાં મુકી મરી જાય છે.

બાપ, બાપનો બાપ, ત્રણ ભાઇઓ, એક બેહેન, બે દીકરા, અને ત્રણ દીકરીઓ.

આ સગામાં બાપ હયાત છે, તેથી બાપનો બાપ વારસામાંથી બાતલ થાય છે. તેમ બાપની અથવા દીકરાની હયાતીના કારણથી બેહેન અને ભાઈ બાતલ થાય છે. તેથી બાપ, બે દીકરા, અને ત્રણ દીકરીઓ વચ્ચે મિલકતની વેહેચણ કરવાની રેહે છે.

હવે દિકરા શેષાધિકારી છે, અને દીકરા હયાત હોય ત્યારે દીકરીઓ પણ તેમની સાથે શેષાધિકારી ગણાય છે, તેથી કાયદાસર હિસ્સેદાર ફક્ત બાપ છે. બાપનો હિસ્સો, $\frac{૧}{૬}$ છે તેથી બાકીના $\frac{૫}{૬}$ દીકરા અને દીકરીઓ વચ્ચે, વેહેચવાના રહ્યા દરેક દીકરીને, દીકરા કરતાં અડધો હિસ્સો મળે છે, તેથી આ શેષધનના સાત ભાગ કરવા જોઇએ. તમાંના દીકરાઓને ૪ અને દીકરીઓને ૩ ભાગ મળશે. તેથી

બાપનો હિસ્સો.................................$\frac{૧}{૬}$

દીકરીઓનો હિસ્સો $\frac{૫}{૬}$ ના $\frac{૩}{૭}$ છે, એટલે $\frac{૧૦}{૨૧}$

અને

ત્રણ દીકરીઓનો હિસ્સો $\frac{2}{3}$ ના $\frac{3}{7}$ છે એટલે $\frac{5}{14}$

આ અપૂર્ણાંકને હિસ્સેદારની સંખ્યાએ ભાગતાં બાપનો હિસ્સો............................$\frac{1}{6}=\frac{7}{42}$

દરેક દીકરાનો હિસ્સો............................$\frac{5}{21}=\frac{10}{42}$

દરેક દીકરીનો હિસ્સો............................$\frac{5}{42}=\frac{5}{42}$

એટલે એ મિલકતના ૪૨ ભાગ કરવા, જેમાંના ૭ ભાગ બાપને, ૧૦ દરેક દીકરાને, અને ૫ દરેક દીકરીને મળશે.

---

## વધારો.

મુસલમાની કાયદામાં કોઇ વખતે એવું બને છે કે કોઇ મરનાર સખસના કાયદાસર હિસ્સેદારોના હિસ્સા એ સખસની તમામ મિલકત કરતાં વધી જાય છે. જ્યારે આવી રીતે હોય, ત્યારે સુની શાળા સંપ્રદાયમાં દરેક હિસ્સામાં ભાગે પડતો ઘટાડો કરે છે.‡ અને ઘટાડો કરવા માટે મિલકતના હિસ્સાની સંખ્યા વધારે છે. આ રીતને "વધારો" કહે છે. એક દાખલો આપવાથી આ રીત સારી રીતે સમજાશે.

એવું ધારો કે એક સ્ત્રી ધણી, એક દીકરી, અને મા બાપ મુકીને ગુજરી જાય છે. ત્યારે,

ધણીનો હિસ્સો. $\frac{1}{4}$

દીકરીનો.........$\frac{1}{2}$     તેનો સર્વાળો કરતાં.

---

‡ **ભાષાન્તરકર્તાની ટીપ**—આ બાબતમાં **શિયા** શાળા સંપ્રદાયનો નિયમ જુદો છે. એ વિશે કલમ ૭૭ જુઓ.

માનો...$\frac{૧}{૬}$ } $\frac{૧}{૩}$ $\frac{૧}{૪}+\frac{૧}{૨}+\frac{૧}{૩}=\frac{૩}{૧૨}+\frac{૬}{૧૨}+\frac{૪}{૧૨}=\frac{૧૩}{૧૨}$
બાપનો..$\frac{૧}{૬}$ } આવે છે.

એટલે મિલકત કરતાં $\frac{૧}{૧૨}$ વધારે થયા, માટે દરેક હિસ્સેદારના હિસ્સામાંથી ભાગે પડતો ઘટાડો કરવો જોઇએ. આ ઘટાડો કરવાની રીત આ પ્રમાણે છે.

**રીત**—દરેક તફાના કાયદાસર હિસ્સેદારોને જે ભાગ મળવાના હોય તે ભાગની અપૂર્ણાંક રકમોનો લઘુભાજક કાઢો, અને જે રકમો આવે તે તમામનો સરવાળો કરો. આ સરવાળો અલબત વિષમ અપૂર્ણાંક આવશે. હવે આ વિષમ અપૂર્ણાંકના અંસને જે અપૂર્ણાંક રકમ ભાગીદારના દરેક તફાનો હિસ્સો દર્શાવે છે, તે અપૂર્ણાંકના છેદને ઠેકાણે ગણો. તે અપૂર્ણાંકના અંશ તો તેના તેજ રાખવા. (જેમકે ઉપરના દાખલામાં $\frac{૩}{૧૨}$, $\frac{૬}{૧૨}$, અને $\frac{૪}{૧૨}$, એ ત્રણ રકમોનો છેદ ૧૨ છે, તે જગાએ ૧૩ મુકવા; એટલે $\frac{૩}{૧૩}$, $\frac{૬}{૧૩}$, અને $\frac{૪}{૧૩}$ એ રીતે રકમો આવશે.) ત્યાર પછી **ચ** નિયમ પ્રમાણે ચાલો.

**દાખલો**—એક મુસલમાન બે વિધવા, બાપ, મા, અને ત્રણ દીકરીઓ મુકીને મરી જાય છે. ત્યારે,

વિધવાનો હિસ્સો......................$\frac{૧}{૮}=\frac{૩}{૨૪}$
બાપનો હિસ્સો......................$\frac{૧}{૬}=\frac{૪}{૨૪}$
માનો હિસ્સો......................$\frac{૧}{૬}=\frac{૪}{૨૪}$
૩ દીકરીઓનો હિસ્સો......................$\frac{૨}{૩}=\frac{૧૬}{૨૪}$

કુલ $\frac{૨૭}{૨૪}$

આ રીતે હકીગત છતાં એ મિલકતના ૨૪ ભાગ ન કરતાં ૨૭ ભાગ કરવા જોઈએ. તેથી સદરહુ નિયમ પ્રમાણે ચાલતાં,

બે વિધવાનો હિસ્સો...$\frac{૩}{૨૭}=\frac{૧}{૯}$

બાપનો હિસ્સો.......... $\frac{૪}{૨૭}$

માનો હિસ્સો........... $\frac{૪}{૨૭}$

૩ દિકરીઓનો હિસ્સો.... $\frac{૧૬}{૨૭}$

માટે હિસ્સેદારના આ તફામાંના દરેક મનુષ્યનો હિસ્સો કાઢતાં

દરેક વિધવાનો હિસ્સો... $\frac{૧}{૧૮}=\frac{૯}{૧૬૨}$

બાપનો હિસ્સો......... $\frac{૪}{૨૭}=\frac{૨૪}{૧૬૨}$

માનો હિસ્સો.......... $\frac{૪}{૨૭}=\frac{૨૪}{૧૬૨}$

દરેક દીકરીનો હિસ્સો... $\frac{૧૬}{૮૧}=\frac{૩૨}{૧૬૨}$

એ મિલકતની ૧૬૨ ભાગ કરવા જોઇએ. જેમાંથી દરેક વિધવાને ૯ હિસ્સા પ્રમાણે.

એ વિધવા વચ્ચે..................૧૮

બાપને..........................૨૪

માને............................૨૪

દરેક દીકરીને ૩૨ પ્રમાણે.

ત્રણ દીકરીઓ વચ્ચે..............૯૬ હિસ્સા મળે છે.

---

૧૬૨ કુલ હિસ્સાની સંખ્યા.

# પ્રત્યાગામી.

કાયદાસર હિસ્સેદારોના હિસ્સા પતાવ્યા પછી બાકીની મિલકત શેષાધિકારીને મળે છે; પણ જો કોઈ શેષાધિકારી હોય નહિ તો એ શેષધન કાયદાસર હિસ્સેદારો વચ્ચે પાછું વેહેંચી આપવામાં આવે છે, એને **પ્રત્યાગામી** કેહે છે. જ્યારે આવી રીતે હકિકત હોય ત્યારે મિલકતની વેહેંચણ શી રીતે કરવી તેનો નિયમ.

તમામ મિલકતમાંથી જે હિસ્સેદારોને પ્રત્યાગામીમાંથી હિસ્સો મળવાનો હક નથી તેવા હિસ્સેદારોના હિસ્સા બાદ કરો, અને એ બાકી રહેલો હિસ્સો બીજા કાયદાસર હિસ્સેદારો વચ્ચે તેમના હિસ્સાના પ્રમાણમાં વેહેંચી આપો. આ તમામ અપૂર્ણાંક રકમો આવશે. ત્યારપછી **અ** નિયમમાં કહ્યા પ્રમાણે ચાલો.

**દૃષ્ટાંત**—એક ગુજરી ગએલા મુસલમાનને એક દીકરી, મા, અને એક વિધવા છે આ હિસ્સેદારમાંના પ્રત્યેકના હિસ્સા આ પ્રમાણે છે.

દીકરી.........$\frac{1}{2}$

મા...........$\frac{1}{6}$

વિધવા.........$\frac{1}{8}$

આ સર્વેનો સરવાળો કરતાં $\frac{19}{24}$ આવે છે, તેથી $\frac{5}{24}$ શેષધન રહ્યું, પરંતુ શેષાધિકારી કોઈ છે નહી, તેથી એ $\frac{5}{24}$ પણ કાયદાસર વારસ વચ્ચે વેહેંચી આપવા જોઈએ.

વિધવાને પ્રત્યાગામીમાંથી ભાગ મળતો નથી, તેથી તેનો હિસ્સો બાદ કરતાં $\frac{7}{8}$ બાકી રહ્યા. આ રકમ દીકરી અને મા વચ્ચે તેમના હિસ્સાના પ્રમાણમાં વેહેંચી આપવી જોઈએ.

દીકરીનો હિસ્સો $\frac{1}{2}$ અને માનો $\frac{1}{6}$ એટલે દીકરીનો હિસ્સો

માના હિસ્સા કરતાં ત્રણ ગણો છે. એટલે આ બાકીની મિલકતના માને $\frac{૩}{૧૨}$ અને દીકરીને $\frac{૯}{૧૨}$ મળશે.

વિધવાનો હિસ્સો......$\frac{૧}{૮}$

માનો હિસ્સો...$\frac{૭}{૮}$ના $\frac{૩}{૧૨}$ = $\frac{૨૧}{૯૬}$

દીકરીનો હિસ્સો $\frac{૭}{૮}$ના $\frac{૯}{૧૨}$ = $\frac{૬૩}{૯૬}$.

હવે (આ) નિયમ પ્રમાણે કરતાં,

વિધવાનો હિસ્સો......$\frac{૧}{૮}$ = $\frac{૧૨}{૯૬}$

માનો હિસ્સો..........$\frac{૨૧}{૯૬}$ = $\frac{૨૧}{૯૬}$

અને

દીકરીનો હિસ્સો......$\frac{૬૩}{૯૬}$ = $\frac{૬૩}{૯૬}$ છે.

એટલે એ મિલકતના ૯૬ હિસ્સા કરવા જોઈએ. જેમાંના

૧૨.........હિસ્સા વિધવાને,

૨૧.........માને,

અને

૬૩.........દીકરીને મળશે.

---

૯૬ કુલ હિસ્સા.

---

# ભાગ ૨.

## અંગાળા ઇલાકાની દિવાની કોર્ટોમાં મુસલમાની કાયદા સબંધી અભિપ્રાય આપવામાં આવેલા તેમાંના થોડાએક અભિપ્રાય.

## પ્રકરણ ૧.

### વારસા બાબતના અભિપ્રાય

### દાખલો ૧. (૧)[1]

---

**પ્રશ્ન.**—કોઈ સખસ ત્રણ દીકરા મુકીને મરી જાય છે, ત્યારે તેઓ તેની મિલકત શી રીતે વેંહેચી લેશે?

ઉ૦—એ મિલકતના ત્રણ ભાગ કરવામાં આવશે, અને દરેક દીકરાને અકેકો ભાગ મળશે.

**ભાષાન્તરકર્ત્તાનીટીપ**—દીકરા શેષાધિકારી છે, અને બાપ, મા વગેરે કલમ ૩૧ માં બતાવેલા કાયદાસર હિસ્સેદારમાંથી કોઈ હયાત હોય તો, તેમના કાયદાસર હિસ્સા અપાયા પછી બાકીની મિલકત શેષાધિકારીને મળે છે. પરંતુ આ દાખલામાં કોઈ કાયદાસર હિસ્સેદાર નથી, તેથી બધી મિલકત દીકરીઓને જાય છે.

---

૧ **ભાષાન્તરકર્ત્તાની ટીપ**—આ અને આવી રીતે કોસમાં લખેલા આ ભાગમાંના બીજા અંક **મેકનાટનકૃત** મૂળ ગ્રંથના દાખલાનો અંક સમજવો.

૨. આ દાખલાઓમાં જે કલમો બતાવવામાં આવેલી છે તે પેહેલા ભાગની ૧ થી તે ૨૦૯ લગીની જે કલમો છે તેમાંની સમજવી.

પ્ર૮— પણ એવું ધારો કે એ સખ્સે પોતાના ત્રણ દીકરામાંથી બે દીકરાને પોતાની મિલકત પોતાની હયાતીમાં વેંહેચી આપી છે, અને એવી રીતે આપેલી મિલકત એ બે દીકરા અને, તેના વારસના કબજામાં છે, ત્યારે આ પ્રમાણે વેંહેચી આપેલી મિલકતમાંથી હિસ્સો લેવાને ત્રીજો દીકરો કાયદા પ્રમાણે દાવો કરી શકે છે કે શી રીતે?

ઉ૮—પોતાના બેહુ દીકરાને તેમનો નોંખો નોંખો હિસ્સો આપીને એ મિલકતની વેંહેચણ કરતી વખત જો બાપનું ચિત્ત ઠેકાણે હોય, અને પોતે પોતાના હિસ્સાં એ દીકરાઓના અલાયધા કબજામાં હોય તો, એ મિલકતમાંથી કાંઈ હિસ્સો મળવાનો ત્રીજા દીકરાનો હક્ક નથી.

## દાખલો ૨. (3)

પ્ર૦—કોઈ ઓરત પોતાને પોતાના ધણી અને દીકરાની તરફથી વારસામાં મળેલી મિલકત મુકીને મરી જાય છે, ત્યારે એ મિલકત તેના ધણી અને દીકરાનાં સગાં કે જેઓ એ ઓરતનાં પોતાનાં સગાં નથી તેમને મળશે કે એ ઓરતના બાપને મળશે? અને આવી તરેહના વારસાના કામમાં સ્થાવર અને જંગમ મિલકતમાં કાંઇ તફાવત છે, કે શી રીતે?

ઉ૦—એ વિધવાને પોતાના ધણી અને દીકરાની તરફથી વારસામાં મળેલી મિલકત તેના ધણીનાં કે તેના દીકરાનાં સગાં જેઓ તેનાં પોતાનાં સગાં નથી તેમને મળશે નહી. પણ તેના બાપને, ભાઇઓને, અથવા બીજાં સગાં, જેઓ તેનાં કાયદા પ્રમાણે વારસ છે તેમને મળે છે, અને આવી બાબતમાં સ્થાવર અને જંગમ મિલકતમાં કાંઈ તફાવત નથી; પણ તે સઘળી મિલકત સરખી રીતે વારસામાં મળી શકે છે.

[ કલમ ૭ જુઓ. ]

**ભાષાન્તરકર્તાની ટીકા**—મિલકત ગમે તે રીતે મળી હોય, પણ તેનો વારસો એ મિલકતના માલિકના વારસને મળે છે. હિંદુશાસ્ત્રમાં જેમ વિધવાને મળેલી મિલકતના વારસા વગેરે સંબંધી વિશેષ નિયમ છે, તેમ મુસલમાની કાયદામાં નથી.

## દાખલો ૩. (૯)

**પ્ર૦**—એક ઓરતને બે દીકરા છે. તેમાંનો એક જણ પોતાની માની હયાતીમાં એક દીકરી મુકી મરી જાય છે. એ ઓરતના ગુજર્યા પછી તેણે મુકેલી મિલકત લેવાને એ દીકરી પોતાના બાપના હકથી દાવો કરે છે, ત્યારે એ દીકરીના ગુજરનાર બાપના ભાઈ એટલે તેના કાકાની સામે તેનો દાવો ચાલશે ?

ઉ૦—એ દીકરીનો દાવો તેના કાકાની સામે ચાલી શકે નહી, કેમકે તેનો બાપ પોતાની માની હયાતીમાં ગુજરી ગયો છે; અને એ માનો બીજો છોકરો હયાત છે તેથી એ છોકરી વારસામાંથી બાતલ થાય છે, વાસ્તે એ છોકરીનો પોતાની વડીઆઈની મિલકત ઉપર વારસાનો દાવો પોહોંચતો નથી.

[ કલમ ૧૦ જુઓ. ]

## દાખલો ૪. (૧૦)

**પ્ર૦**—એવું ધારો કે વારસોમાંથી કોઇ ગાંડા અથવા આંધળો છે, તો આ કારણથી તે વારસામાંથી બાતલ થાય છે ?

ઉ૦—વારસો મળવામાં જે કારણોથી અટકાવ થાય છે તે કારણોમાં કોઈ જાતનું ગાંડાપણું અથવા આંધાપો દાખલ નથી; તેથી આવા વારસોને બીજા વારસોની પેઠેજ પોતાનો વ્યાજબી હિસ્સો લેવાનો હક છે.

## દાખલો ૫. ( ૧૪ )

પ્ર૦—અ૦ નામનો એક મુસલમાન બ. અને ક. એ નામની પોતાની બે ઓરતોને મુકીને મરી જાય છે, ત્યારે તેની મિલકતનો વારસો એ બે વિધવાઓને સરખે હિસ્સે મળશે કે શી રીતે ? કાયદા પ્રમાણે તેમના હક સરખા છે કે તેમાં કાંઇ ફેર છે ?

ઉ૦—જો છોકરાં હોય તો ધણીની મિલકતમાંનો આઠમો ભાગ અને જો છોકરાં ના હોય તો ચોથો ભાગ વિધવાને મળે છે. અને આ બંને પ્રસંગે વિધવીઓ સરખે ભાગે હિસ્સો વેંહેચી લેશે.

( કલમ ૩૬ નીચેના કોઠામાં વિધવાની બાબત જુઓ. )

## દાખલો. ૬. (૧૧)

પ્ર૦—કોઇ સખસને એક દીકરો અને બે દીકરીઓ છે. દીકરો તેના પેહેલાં ગુજરી ગયો, ત્યાર પછી બાપ એ બે દીકરીઓ સિવાય એક વિધવા અને એક દીકરાની દીકરી મુકીને ગુજરી ગયો. એવું શાબેત થયું છે કે એ વિધવાની મેહેરને માટે અમુક રકમ મુકરર કરવામાં આવી હતી, માટે હવે સવાલ એ છે કે એ વિધવાને તેની મેહેર બદલ અને વારસાના તેના કાયદાસર હિસ્સાની રૂઇએ ગુજરનારની મિલકતમાંથી કેટલું મળવાનો હક છે, અને મરનારની દીકરીઓ અને દીકરાની દીકરીને એ મિલકતમાંથી કેટલો કેટલો હિસ્સો મળી શકે છે?

ઉ૦—જો મેહેરને વાસ્તે ઠરાવેલી રકમ મિલકતની કીમત કરતાં વધી જતી હોય તો, તે મિલકતના કાંઇ ભાગ ઉપર વારસનો હક પોંહોચતો નથી. પણ સઘળી મિલકત મેહેરના દાવાની રૂઇએ વિધવાને મળશે. જો મેહેરનો આંકડો મિલકત કરતાં કમિ હોય તો મિલકતનું જે ઉપજે તેમાંથી પ્રથમ મેહેરનો દાવો પતાવવો. અને જે બાકી રેહે તેમાંથી ⅛ ભાગ વિધવાને તેના વારસાના કાયદાસર હિસ્સા બાબત આપવો. અને બાકીનો ⅞ ભાગ બે દીકરીઓમે સરખે ભાગે

વેહેંચી આપવો. દીકરીઓ જીવતી હોય ત્યાં સુધી દીકરાની દીકરીનો વારસા ઉપર હક્ક નથી.

(કલમ ૨૦ તથા ૧૮૨ અને કલમ ૩૬ નીચેના ફેરફાર "દીકરાની દીકરીઓની બાબત જુઓ.")

## દાખલો. ૭. (૧૯)

પ્ર૦—કોઈ ઓરત પોતાની પેહેલા ધણીની હયાતીમાં બીજા ધણીને પરણે છે, અને ઓગણત્રીસ વર્ષની મુદત સુધી એ બીજા ધણી સાથે સ્ત્રી ભાવે રેહે છે, અને તે મુદતમાં તેને એ બીજા ધણીથી કેટલાંક છોકરાં થયાં છે. ત્યારે એ બીજો ધણી ગુજરેથી તેની મિલકતનો વારસો લેવાનો એ વરની રૂઈએ તે સ્ત્રીનો હક્ક પોહોચશે? અને એવું ધારો કે કોઈ પુરૂષ એક વિધવા, ત્રણ દીકરા, એક દીકરી, અને એક ભાઈ મુકીને મરી જાય છે, અને તેઓ એ પુરૂષની મિલકતનો વારસો લેવાને દાવો કરે છે, ત્યારે તેમાંના દરેકને કેટલો કેટલો હિસ્સો મળશે? અને ગુજરનારે પોતાના છેલ્લા મંદવાડમાં પોતાનો એવો વિચાર જણાવ્યો હોય કે મ્હારી વિધવા અને છોકરાંએ ( એટલે જેઓ તેની વિધવા અને છોકરાં છીએ એવો દાવો કર છે તેમણે ) મ્હારી બદ્ધિ મિલકત લેવી, તો આ વ્યવસ્થા મંજુર ગણાશે? અને તેઓ કેવી રીતે ભાગ વેહેચી લેશે?

ઉ૦—જ્યાં સુધી પેહેલાવારનું લગ્ન તલાકથી અથવા બીજી રીતે રદ થયા વગર જારી હશે, ત્યાં સુધી કોઈ સ્ત્રીનું બીજા ધણીની સાથે થયેલું લગ્ન કેવળ કાયદા વિરૂદ્ધ છે અને જો એવી રીતે થએલા બીજા લગ્નની રૂએ તેઓ દંપતિ ભાવે એકઠા રેહે તો તે છીનાળું કેહેવાય, અને તેમનો જે છોકરાં થાય તે અનૌરસ ગણાય છે, અને તેઓ તથા તેમની મા, તેમના ગુજરનાર બાપની મિલકતનો વારસો લેવાને

અધિકૃત પાત્ર નથી જો બીજો સવાલ ઉપર લખેલા મક્ષકારોના સબંધી હોય તો જે સ્ત્રી મરનારની વિધવા છું એવું કેહે છે તે અને તેનાં છોકરાં એ મિલકતના કાંઈ પણ ભાગના હક્કદાર નથી. અને એક રકતના હક્ક સબંધથી બદ્ધિ મિલકત મરનારના ભાઈને મળશે, પણ મરનારે પોતાના મંદવાડમાં જે મ્હોડેથી વ્યવસ્થા કરી છે તે તેની મિલકતના ત્રીજા હિસ્સા જેટલી મંજુર ગણાશે, અને જે સ્ત્રી તેની વિધવા છું એવું કેહે છે તે અને તેનાં છોકરાં તે હિસ્સો સરખે ભાગે વેહેંચી લેશે. જો એ સવાલ જે સખસોને વારસા ઉપર કાયદા પ્રમાણે હક્ક છે તેઓની બાબતને સામાન્ય રીતે લાગુ પડતો હોય તો, તેનો ઉત્તર એ છે કે, વિધવાનો હિસ્સો ⅛ છે, અને બાકીનું દીકરા અને દીકરી વચ્ચે વેહેંચી આપવું જોઈએ, એવી રીતે કે દીકરીના કરતાં દરેક દીકરાને બમણું મળે. મરનારનો ભાઈનો વારસા ઉપર હક્ક પોહોચતો નથી.

**ભાષાન્તરકર્તાની ટીપ**—આ દાખલામાં જે વિધવા અને તેના છોકરાં વિષે લખેલું છે, તેઓ મરનારના કાયદા પ્રમાણે વારસ નથી, તેથી સઘળો વારસો મરનારના ભાઈને મળવાનો. પરંતુ તેઓને મરનારની મિલકતનો ⅓ મળશે, એવું લખ્યું છે તે એવા સબબથી કે મરનારે મરતી વખતે તેમને બદ્ધિ મિલકત આપવાને માટે વ્યવસ્થા કરી, એટલે તેમને બદ્ધિ મિલકતનું મૃતદાન આપ્યા જેવું થયું, પરંતુ મૃતદાન મિલકતના ત્રીજા ભાગ કરતાં વધારે આપી શકાતું નથી, તેથી વધારેમાં વધારે મૃતદાન, જે મિલકતનો ⅓, તે એ વિધવા અને તેના છોકરાંને મળશે.

મૃતદાન માત્ર પરાયા સખસને એટલે જેઓ વારસ નથી તેમને આપી શકાય છે પરંતુ આ દાખલામાં વિધવા અને તેનાં છોકરાં મરનારના વારસ કાયદા પ્રમાણે ગણી શકાતાં નથી, તેથી તેમને

આપેલું સ્તદાન મંજુર છે.

[ કલમ ૮૩ જુઓ. ]

## દાખલો ૮. (૨૧)

પ્ર૦—કોઈ બાયડીને પોતાના ગુજરી ગયેલા હોરમાન છોકરાની મિલક્તમાં ભાગ લેવાનો કાંઈ હક્ક છે?

ઉ૦—હોરમાન મા કાયદામાં મા ગણાતી નથી. જે એને પેટ બાળક અવતર્યું હોય તેજ ( તે બાળકની ) મા કેહેવાય છે. હોરમાન મને કાયદામાં માના જેવી ગણવામાં આવતી નથી, તેથી વારસાનો માનો હિસ્સો તેને મળી શકતો નથી; એ હક્કનો ( ખરેખરી ) માનેજ મળે છે.

[ કલમ ૩૬ બીજેના કોઠામાં માની બાબત જુઓ. ]

## દાખલો ૯. (૨૨)

પ્ર૦—એક વિધવા જેને તેની મેહેર બદલ તેના ધણીએ કાંઈ મિલકત આપી હતી તે, એક દીકરો, એક દીકરી અને પોતાના ધણીની બીજી ઓરતના પેટની એક દીકરી મુકીને મરી જાય છે. ત્યારે આમાંથી કોને એ વિધવાની મિલકતનો વારસો મળશે?

ઉ૦—તેના દીકરાને બે ભાગ, અને તેની દીકરીને એક ભાગ મળશે. તેના ધણીની બીજી ઓરતના પેટની દીકરીને કાંઈ ભાગ મળવાનો હક્ક નથી.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ.**—વિધવાની શોકયની દીકરીને વારસામાં હિસ્સો મળવાનો નહિ, એતો ખુલ્લુ છે. પરંતુ દીકરીઓને વારસો મળવાની રીત વિશે થોડુંક લખવું જરૂર જણાય છે. મુસલમાની કાયદામાં વારસો આપવાની રીત એવી છે કે, મરનારની મિલક્તમાંથી પ્રથમ તો દેવું વગેરે મિલકત ઉપરની જે જુમ્મેદારી કલમ ૨૦

માં બતાવી છે તે બાદ કરતાં જે બાકી રહે તેમાંથી કાયદાસર હિસ્સેદારોના કાયદાસર હિસ્સા આપવા. અને તે હિસ્સા આપ્યા પછી જે વધે તે શેષાધિકારીને મળે.

હવે કલમ ૩૬ માં જે કાયદાસર હિસ્સેદારોની વિગત બતાવી છે; તેમાંથી કેટલાકને અમુક હકીગત હોય ત્યારે શેષાધિકારીમાં ગણ્યા છે.

દૃષ્ટાંત—જ્યારે મરનાર પુરૂષને દીકરો હોય નહિ, ત્યારે દીકરીઓને કાયદાસર હિસ્સેદાર ગણીને જો એક દીકરી હોય તો $\frac{1}{2}$, અને એક કરતાં વધારે હોય તો તેમની વચ્ચે $\frac{2}{3}$ હિસ્સો મળે છે. પરંતુ જો દીકરો હોય તો, તેમને શેષાધિકારી ગણવામાં આવે છે, તેથી કાયદાસર હિસ્સેદારોના હિસ્સા બાદ કરતાં જે બાકી રહે તેમાંથી તેમને દીકરાથી અડધ હિસ્સો મળે છે.

એજ પ્રમાણે ભાઇ સાથે બેહેનો શેષાધિકારી થાય છે, એટલે જો ભાઇ ના હોય તો બેહેનોને કાયદાસર હિસ્સેદાર ગણી તેમનો કાયદાસર હિસ્સો મળે; પણ જો ભાઇ હોય તો, તેમને શેષાધિકારી ગણવામાં આવે છે. વાસ્તે કાયદાસર હિસ્સા આપતાં બાકી રહેલી મિલકતમાંથી તેમને ભાઇઓ કરતાં અડધ હિસ્સો મળે છે.

સદરહુ સિવાય બીજા કિયા કાયદાસર હિસ્સેદારોને શેષાધિકારી ગણવામાં આવે છે, તે વિષે કલમ ૩૯ નિચેનો કોઠો અને શેષાધિકારી બાબતનું પ્રકરણ જુઓ.

જો કોઇ કાયદાસર હિસ્સેદાર ન હોય તો તમામ મિલકત શેષાધિકારીને જાય છે.

આ દાખલામાં આજ નિયમ મુજબ થએલું છે.

જો કાયદાસર હિસ્સેદાર હોય, પણ શેષાધિકારી ન હોય તો, કાયદાસર હિસ્સેદારોના હિસ્સા પત્યા પછી જે વધે તેમાંથી કાયદાસર હિસ્સેદારોને ફરીથી ભાગ મળે છે, પણ આ વિષે કલમ ૫૦ જુઓ.

જો કાયદાસર હિસ્સેદાર અને શેષાધિકારી, એ બંનેમાંથી કોઈ ન હોય તો મરનારની મિલકત દૂરના સગાંને જાય છે; અને દૂરના સગાં ન હોય તો કલમ ૨૨ માં બતાવ્યા પ્રમાણે વારસાની વ્યવસ્થા થાય છે.

## દાખલો ૧૦. (૨૩)

પ્ર૦—એક સખસને કેટલીએક સ્થાવર મિલકતની બક્ષીસ મળી છે. તે પોતાના બાપની મા, મા, પોતાની મા, અને એક હોરમાન કાકો મુકીને મરી જાય છે, ત્યારે આમાંથી તેની મિલકતનો વારસો કોને કોને મળશે અને શા પ્રમાણમાં? અને એવું ધારીએ કે તેને બીજો એક હોરમાન કાકો છે, ત્યારે સદરહુ ચાર જણ વચ્ચે તેની મિલકતની કેવી રીતે વેંહેંચણ કરવી જોઈએ.

ઉ૦—જો કોઈ પુરૂષ પોતાના બાપની મા, પોતાની મા, અને માત્ર એક હોરમાન કાકો એઓને મુકીને મરી જાય તો, તેની મિલકતના ત્રણ હિસ્સા કરવામાં આવશે. તેમાંનો એક હિસ્સો તેની માને, અને બે તેના હોરમાન કાકાને મળશે. અને જો તેને બે હોરમાન કાકા હશે તો તેઓ દરેકને એકેકો હિસ્સો મળશે; અને બાકીનો ત્રીજો હિસ્સો તેની માને મળશે.

**ભાષાન્તરકર્તાની ટીપ**—મા હોય ત્યાં લગી બાપની માને વારસો મળી શકતો નથી.

[ કલમ ૩૬ નીચેના કોઠામાં બાપની મા વિશેની બાબત જુઓ. ]

આ દાખલામાં મા, એ કાયદાસર હિસ્સેદાર છે, અને હોરમાન કાકો એ શેષાધિકારી છે. તેની માએ પોતાનો ⅓ હિસ્સો લીધા પછી જે ⅔ હિસ્સો બાકી રહ્યો, તે હોરમાન કાકાને ગયો.

## દાખલો ૧૧. (૨૫)

પ્ર૦—અ. નામની એક ઓરતને બ. ક. અને ડ. એ રીતે

બંને દીકરીઓ હતી. ડ. પોતાની માના પેહેલાં ગુજરી ગઈ, ને તેનૂં ઈ. નામનો છોકરો અને મ. નામની છોકરી છે. અ. મરી ગયા પછી તેની બે હયાત દીકરીઓ (બ. અને ક.) એ તેની મિલકતનો કબજો લીધો, ત્યાર પછી બ. મરી ગઈ, ત્યારે બ. ની મિલકત તેની બેહેન ક. અને તેની ગુજરી ગએલાં બેહેન ડ. નાં છોકરાં વચે શી રીતે વેહેંચી આપવી?

ઉ૦—સદરહુ રીતની હકીકત છતાં એ મિલકત મુસલમાની કાયદા પ્રમાણે ક. એકલીને મળશે, કારણ કે ડ. પોતાની માના પેહેલાં ગુજરી ગઈ, અને બ. પોતાની બેહેન ક. ને હયાત મુકી પોતાની માના મુવા પછી ગુજરી ગઈ. કાયદા પ્રમાણે ઇ. અને મ. વારસો લેવાને હકદાર નથી, કેમકે કાયદાસર વારસ અથવા કાયદામાં જેને માટે કાયદાસર હિસ્સો ઠરાવ્યો છે તે ક. છે, અને ઈ. તથા મ. તો માત્ર દુરના સગા છે, જેમને વાસ્તે કાયદાસર હિસ્સો ઠરાવવામાં આવ્યો નથી, અને જે માને કાયદાસર વારસ હયાત હોય ત્યાં લગી વારસાનો હક્ક થતો નથી. સરિહુ‌ઇતહાવી નામના ગ્રંથમાં કહેલું છે, "જ્યાં લગી કાયદાસર વારસ હોય ત્યાંલગી દુરના સગાને વારસો મળી શકતો નથી."

પ્ર૦—ડ. પોતાની માના પેહેલાં ગુજરી ગઈ, તે કારણથી તેનાં છોકરાંને પોતાની વડીઆઈ (માની મા)ની મિલકતનો વારસો મળતાં કાંઇ હરકત છે કે શી રીતે? જો તેઓ વારસમાંથી બાતલ થતાં ન હોય તો, એ મિલકતમાંથી તેઓને કેટલો કેટલો હિસ્સો મળશે?

ઉ૦—ડ. પોતાની માના પેહેલાં ગુજરી ગઈ તે કારણથી તેનાં છોકરાં તેઓની વડીઆઇ (માની મા) મિલકતના વારસામાંથી બાતલ થાય છે, કેમકે બ. (અ. ની છોકરી) કાયદાસર હિસ્સેદાર છે, અને ઈ. અને મ. દુરનાં સગાં છે, અને ઉપર કહેલા મત પ્રમાણે જ્યારે કાય-

દાસર વારસ હયાત હોય, ત્યારે દુરનાં સગાં વારસામાંથી બાતલ થાય છે.

[ કલમ ૧૯ ૪૨, અને ૬૭ જુઓ. ]

## દાખલો. ૧૨. (૨૬.)

**પ્ર૦—અ.** નામની એક મુસલમાન ઓરત બે હોરમાન ભાઇ, એક હોરમાન બેહેન, અને પોતાના પેહેલાં ગુજરી ગએલા પોતાના સગા ભાઇનો એક દીકરો, તેની એક વિધવા, તથા બે દીકરીઓ મુકીને મરી જાય છે. આ તમામ સગાં તેનો વારસો લેવા દાવો કરે છે. દાવો ચાલતાની દરમિયાન મરનારના સગા ભાઇની વિધવા ગુજરી જાય છે. આ રીતે હકીગત છતાં અ. ની મિલકત તેના ઉપર કહેલા સગાંમાંથી કાયદા પ્રમાણે કોને મળશે અને શા પ્રમાણમાં?

**ઉ૦—**સદરહુ હકિકત છતાં અ. એ મુકેલી તમામ મિલકત તેના હોરમાન ભાઇઓને અને હોરમાન બેહેનને મળશે. એ મિલકતના પાંચ હિસ્સા કરવામાં આવશે, જેમાંથી દરેક હોરમાન ભાઇને બે હિસ્સા મળશે, અને બાકીનો એક હિસ્સો હોરમાન બેહેન લેશે. એ વિધવાના સગા ભાઇનો દીકરો તેની વિધવા તથા બે દીકરીઓ એઓને તેની મિલકતના કાંઈ ભાગનો વારસો મળી શકતો નથી, કારણ કે ભાઇની વિધવાને વારસો લેવાનો કાંઇ હક નથી, અને હોરમાન ભાઇઓ અને હોરમાન બેહેન હયાત છે તે કારણથી સગા ભાઇનો દીકરો અને દીકરીઓ વારસામાંથી બાતલ થાય છે.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ—**જો એ ઓરતનો સગો ભાઇ હયાત હોત તો, હોરમાન ભાઈઓને અને હોરમાન બેહેનને વારસો ન મળત. કેમકે કલમ ૧૫ માં કહ્યા પ્રમાણે સમાન પાયરીના વારસમાં અર્ધ રકતના વારસ કરતાં પૂર્ણ રકતના વારસનો હક્ક અધિક ગણાય છે; પરંતુ એ ભાઇ ગુજરી ગયા, અને તેનાં છોકરાં રહ્યાં, તેથી એક પાયરી નીચે ગયા, માટે હોરમાન ભાઇઓ અને હોરમાન બે-

દીકરાને વારસો મળે.

દાખલા ૯ મા નીચેની ટીપમાં કહ્યા પ્રમાણે ભાઈઓની સાથે બહેનો શેષાધિકારી થાય છે, અને ભાઈઓના હિસ્સાનું અડધું તેમને મળે છે, તે મુજબ આ દાખલામાં મિલકતની વેંહેચણ થએલી છે.

## દાખલો ૧૩. (૩૧)

પ્ર૦—કોઇ સખસ એકની એક દીકરી અને એક હોરમાન ભત્રીજો મુકીને મરી જાય છે, ત્યારે તેની મિલકતનો વારસો લેવાનો એ ભત્રીજાનો કાયદા પ્રમાણે કાંઇ હક્ક છે કે શી રીતે?

ઉ૦—એવું માલમ પડે છે કે, ઉપર લખેલો સખસ ગુજરી ગયો ત્યારે તેને એક દીકરી તથા એક હોરમાન ભાઇ હતો, અને તેમના વગર ગુજરનારની મિલકતનો દાવો કરનાર કોઇ નહતું. આ રીતે હકીગત છતાં તેની મિલકતના ચાર ભાગ થશે. તેમાંથી દીકરી પોતાના કાયદાસર હિસ્સાના બે ભાગ ( અથવા અડધી મિલકત ) લેશે, અને બાકીના બે હિસ્સા એ હોરમાન ભાઇને શેષાધિકારી તરીકે મળશે. અને એ ભાઇ ગુજરવાથી તે બે હિસ્સા તેના દીકરાને મળશે.

## દાખલો ૧૪. (૩૨)

પ્ર૦—એક મુસલમાને પોતાની દીકરી બીજા મુસલમાનને પરણાવી, અને લગ્નની ક્રિયા વખતે તે દીકરીને કેટલુંક ઘરેણું અને નાના પ્રકારની બીજી કીમતી ચીજો આપી. ધણીએ પણ તે સ્ત્રીને લગ્ન પછી કાંઈ ઘરેણું આપ્યું. એક દીકરાને જન્મ આપીને તે સ્ત્રી ગુજરી ગઈ, અને ત્યાર પછી તે દીકરો ગુજરી ગયો; હવે એ સ્ત્રીનો બાપ તે સ્ત્રીને પોતે આપેલું તથા તેના ધણીએ આપેલું સઘળું ઘરેણું અને કીમતી ચીજો લેવાને દાવો કરે છે, ત્યારે એ બધી મિલ-

કત લેવાનો અથવા એમાંથી કાંઈ ભાગ લેવાનો તેનો હક છે, અને જો નથી તો, તે લેવાનો કાયદા પ્રમાણે કોનો હક છે?

ઉ૦—મરનારનું પ્રેતક્રિયા ખરચ, તથા મરનારને માટે બીજાં જે કાર્ય જરૂર કરવા પડે એવાં હોય, તે કાર્ય સબંધી ખરચ પતાવ્યા પછી મરનારની બદ્ધિ મિલકતના ( પછી તે મિલકત તેને પરણતી વખતે મળેલી હોય અથવા બીજી રીતે મળેલી હોય ) બાર ભાગ કરવા; તેમાંથી બે ભાગ લેવાનો એ સ્ત્રીના બાપનો હક છે, અને બાકીના દશ ભાગ લેવાનો તેના ધણીનો હક છે.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—આ મુસલમાન સ્ત્રીનો દીકરો પાછળથી ગુજરી ગયો, તોપણ એ સ્ત્રીના મરણ વખતે હયાત હતો, માટે તેને પણ વારસામાં ગણવો જોઇએ. તેથી આ સ્ત્રીની મિલકતના વારસાનો હકદાર તેનો દીકરો, ધણી, અને બાપ છે. હવે મરનારનો દીકરો હયાત હતો તેના બાપનો હિસ્સો ( કલમ ૩૯ નિચેના કોઠામાં બતાવ્યા પ્રમાણે ) $\frac{1}{6}$ છે અને ધણીનો હિસ્સો $\frac{1}{4}$ છે. છોકરો શેષાધિકારી છે, તેથી બાપ અને ધણીના કાયદાસર હિસ્સા બાદ જતાં, જે બાકી રેહેશે તે તેને મળશે.

માટે ( કલમ ૫૯ માં બતાવેલી રીતી પ્રમાણે ) એ મિલકતના બાર હિસ્સા કરતાં બાપને બે હિસ્સા, અને ધણીને ત્રણ હિસ્સા મળવાના. બાકીના સાત હિસ્સા શેષાધિકારી દાખલ દીકરાને ગયા. પરંતુ દીકરો ગુજરી ગએલો છે, ને તેનો વારસ ( શેષાધિકારી ) તેનો બાપ છે. તેથી તેનો હિસ્સો પણ એ બાપને ગયો. તે કારણથી એ સ્ત્રીના બાપને બે હિસ્સા મળવાના, અને તેના ધણીને દશ હિસ્સા મળવાના એવું સદરહુ ઉત્તરમાં લખ્યું છે.

### દાખલો ૧૫ ( ૩૩ )

પ્ર૦—કોઈ સખસ એક ભાઈ. બાપના એ હોરમનુ કાકા, અને બાપના એક કાકાની બે દીકરીઓ મુકીને મરી જાય છે. તેઓ ગુજરનારની મિલકત ઉપર દાવો કરે છે, ત્યારે આ કોમમાં વારસાની કાયદા પ્રમાણે એ દાવો કરનારમાંથી કોનો વારસો લેવાનો હક છે?

ઉ૦—મા કાયદાસર હિસ્સેદાર છે, અને બાપના હોરમન કાકા શેષાધિકારી છે, તેથી તેઓ ગુજરનારના વારસ છે. બાપના કાકાની દીકરીઓ દૂરનાં સગામાં છે; અને કાયદાસર હિસ્સેદાર અથવા શેષાધિકારી હયાત હોય ત્યાં લગી દૂરના વારસો લઈ સકતા નથી.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—કલમ ૩૯ નિચેના કોઠામાં બતાવ્યા પ્રમાણે માનો કાયદાસર હિસ્સો $\frac{1}{3}$ છે; માટે એ મિલકતના ત્રણ હિસ્સા કરવા, તેમાંનો એક હિસ્સો માને મળશે. અને બે હિસ્સા શેષાધિકારી તરીકે ગુજરનારના બાપના હોરમન કાકાને મળશે.

### દાખલો ૧૬ ( ૩૫ )

પ્ર૦—એક ઓરત પોતાનો ધણી, એક દીકરી, અને એક કાકો એ રીતે વારસ મુકીને ગુજરી જાય છે; ત્યારે તેણે મુકેલી મિલકતમાંથી આ સખસોમાંના દરેકને કેટલું કેટલું મળશે.

ઉ૦—ગુજરનારની મિલકતના ચાર ભાગ કરવા; તેમાંથી $\frac{1}{4}$ અથવા એક ભાગ ધણીને તેના કાયદાસર હિસ્સા બદલ, અને $\frac{1}{2}$ અથવા બે ભાગ દીકરીને તેના કાયદાસર હિસ્સા બદલ મળવાનો હક છે. અને બાકીનો એક હિસ્સો શેષાધિકારી તરીકે કાકાને મળવાનો હક છે.

### દાખલો ૧૭ ( ૩૭ )

પ્ર૦—કોઈ સખસ એક વિધવા, પોતાના કાકાનો એક દીકરો,

પોતાની બેહેનના બે દીકરા, બીજીની બેહેનની ત્રણ દીકરીઓ, અને પોતાના કાકાના છ પૌત્ર ( દીકરાના દીકરા ) મુકીને મરી જાય છે. ત્યારે આમાંથી કોણ તેની મિલકતનો વારસો લેશે અને શા પ્રમાણમાં ?

ઉ૦—મરનારની મિલકતના ચાર ભાગ કરવા. તેમાંથી એક ભાગ વિધવાને તેના કાયદાસર હિસ્સા બદલ મળશે, અને બાકીના ત્રણ ભાગ કાકાના દીકરાને શેષાધિકારી તરીકે મળશે. ગુજરનારના કાકાના પૌત્ર, તેમનો બાપ હયાત છે તે કારણથી વારસામાંથી બાતલ થાય છે. અને બાકીનાં સગાં માત્ર દૂરનાં સગાં ગણાય છે, માટે આ રીતે હકિગત છતાં તેમને વારસાનો કાંઇ હિસ્સો મળી શકતો નથી.

## દાખલો ૧૮ (૩૯)

પ્ર૦—એક ઓરત પોતાની બેહેન, અને પોતાના ભાઇને વારસ મુકી મરી જાય છે, ત્યારે તેની મિલકત આ બે જણ વચે શી રીતે વેંહેચી આપવી ?

ઉ૦—એ મિલકતના ત્રણ ભાગ કરવામાં આવશે, તેમાંના બે ભાગ ભાઇને, અને એક ભાગ બેહેનને મળશે.

**ભાષા-તરકર્તાની ટીપ**—ભાઇ સાથે બેહેન શેષાધિકારી થાય છે. અને આવી બાબતોમાં સ્ત્રી કરતાં પુરૂષને બમણો હિસ્સો મળે છે, તેથી આ દાખલામાં બેહેનને એક હિસ્સો, અને ભાઇને બે હિસ્સા આપવાનો ઠરાવ કર્યો છે.

## દાખલો ૧૯ (૩૯)

પ્ર૦—એક વિધવા અને એક ભાઇ, એમને વારસ મુકીને કોઇ સખસ ગુજરી જાય છે, ત્યારે તેની મિલકત એ બે જણ વચે શી રીતે વેહેંચાશે ? અને તે દરેક જણને કેટલો હિસ્સો મળશે ?

ઉ૦—મિલકતના ચાર ભાગ કરવામાં આવશે; તેમાંથી એક

ભાગ વિધવાને તેના કાયદાસર હિસ્સા બદલ મળશે, અને બાકીના ત્રણ ભાગ શેષાધિકારી તરીકે ભાઈને મળશે.

## દાખલો ૨૦ (૪૪)

પ્ર૦—કોઇ સખસે પોતાની ઓરતને તેના કુચાલના સબબથી કાઢી મુકી તે કોઇ બીજી જગાએ ગઇ, અને તેણે ચાર વર્ષની મુદત સુધી પોતાની પંડ મેહેનતથી પોતાનું ગુજરાન ચલાવ્યું. પછી તે પોતાનો ધણી અને એક ભાઈના છોકરાને મુકીને મરી ગઈ. ત્યારે વારસાના કાયદા પ્રમાણે તેની મિલકતનો વારસો લેવાનો એ બે સખસોમાંથી કોનો હક્ક પોંહોચે છે ?

ઉ૦—જો એ પુરૂષે પોતાની વહુનાથી જુદા થતી વખતે તેની સાથે છુટા છેડા કર્યા હોય તો, એ સ્ત્રીની મિલકતનો કાયદા પ્રમાણે હક્કદારી માત્ર તેના ભાઇનો દીકરો થશે. પણ જો તલાક આપ્યા વગર એને માત્ર કાઢી મુકી હોય તો, એ ધણી સાથે તેનું પરણેત જારી રેહે છે. એને તેના ગુજરયા પછી તેનો ધણી અને તેના ભાઇનો પુત્ર એ બને જણ તેની મિલકતનો વારસો લેશે, તેઓ દરેક જણ અડધ અડધના અધિકારી થશે, ધણીને અડધ ભાગ તેના કાયદાસર હિસ્સા બદલ મળશે, અને બાકીનો અડધ ભાગ ભાઇનો દીકરો શેષાધિકારી તરીકે લેશે.

## દાખલો ૨૧. (૪૫)

પ્ર૦—કોઇ મુસલમાન એક દીકરો અને ત્રણ દીકરીઓ મુકીને મરી જાય છે. તેઓ તેના મરણ પછી પરણે છે. ત્યારે ગુજરનારે મુકેલી મિલકતમાંથી એમાંના દરેક જણને કેટલો હિસ્સો મળશે ?

ઉ૦—એ મિલકતના પાંચ ભાગ પડશે, તેમાંથી દીકરો બે ભાગ અને દીકરીઓ ત્રણ ભાગ ( અથવા દરેક દીકરી એકેકો ભાગ ) લેશે.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—આ જગ્યાએ દીકરીઓ દીકરા સાથે શેષાધિકારી છે, અને દીકરાને દરેક દીકરી કરતાં બમણું મળે છે, તેથી દરેક દીકરીને એક ભાગ, અને દીકરાને બે ભાગ, આપવાનું લખ્યું છે.

## દાખલો ૨૨ (૪૬)

પ્ર૦—એક ઓરત કેટલીક બાપ દાદાની સ્થાવર મિલકત મુકીને ગુજરી જાય છે. તેને એક દીકરી અને ભાઈનો દીકરો એ રીતે માત્ર બે હયાત વારસ છે, ત્યારે કાયદા પ્રમાણે તેની મિલકત આ બે જણ વચ્ચે શી રીતે વેહેંચાશે?

ઉ૦—મરનારની મિલકત તેની દીકરી અને તેના ભાઈના દીકરા વચ્ચે સરખે ભાગે વેહેંચાશે. અડધી મિલકત દીકરીને તેના કાયદાસર હિસ્સા બદલ મળશે. અને બાકીની અડધ મિલકત મરનારના ભાઈના દીકરાને શેષાધિકારી લેખે મળશે.

## દાખલો ૨૩. (૪૭)

પ્ર૦—એક જાગીદારે પોતાનાજ ઉદ્યોગથી પેદા કરેલી જાગીરના ૭ ભાગ પોતાની હયાતીમાં વેચ્યા, અને બાકીના દશ ભાગ પોતાના વારસોને માટે મુકીને મરી ગયો. એ વારસ મરનારના કાકાનો દીકરો ને મરનારની બેહેન છે; ત્યારે વારસાના કાયદા પ્રમાણે આ બંને જણ એ મિલકત શી રીતે વેહેંચી લેશે?

ઉ૦—આ કામમાં ગુજરનારે મુકેલા જાગીરના દસ હિસ્સા સરખે ભાગે વેહેંચી આપવામાં આવશે. બેહેનને પાંચ હિસ્સા મળશે. અને તેટલાજ હિસ્સા કાકાના દીકરાને મળશે.

[ કલમ ૩૬. નીચેના કોઠામાં બેહેનની બાબત જુઓ. ]

## દાખલો ૨૪. (૪૮)

પ્ર૦—કોઈ માણસ એક વિધવા, એક દીકરો, અને બે દીકરીઓ, એ રીતે વારસ મુકીને મરી જાય છે. ત્યારે તેની મિલકત

તેમની વચ્ચે શી રીતે વેંહેંચી આપવી ? અને તેઓ દરેક જણને કેટલો કેટલો હિસ્સો મળશે ?

ઉ૦—એ મીલકતના બત્રીસ ભાગ કરવા. જેમાંથી વિધવા ૪/૩૨ અથવા ૪ ભાગ લેશે; દીકરો ચૌદ, અને દરેક દીકરી સાત સાત ભાગ લેશે ?

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—વિધવા કાયદાસર હિસ્સેદાર છે, અને જે છોકરો હોય તો તેનો કાયદાસર હિસ્સો ૧/૮ છે. આગળ કહ્યા પ્રમાણે દીકરાંની સાથે દીકરી શેષાધિકારી થાય છે. અને શેષાધિકારી તરિકે તેમનો હિસ્સો દીકરી કરતાં અડધો છે.

[ કલમ ૩૬ નિચેનો કોઠો જુઓ. ].

## દાખલો ૨૫: (૪૯)

પ્ર૦—કોઈ સખસ બે દીકરા, અને એક વિધવા મુકીને મરી જાય છે, ત્યારે તેની મિલકતની વંહેચણ શી રીતે કરવામાં આવશે ?

ઉ૦—એ મિલકતના સોળ ભાગ કરી, તેમાંના બે ભાગ વિધવાને આપવા. અને બે દીકરામાંના પ્રત્યેકને સાત સાત ભાગ આપવા.

## દાખલો ૨૬. (૫૪)

પ્ર૦—એક પુરૂષ બે દીકરીઓ, એક પૌત્ર, અને એક દીકરાની દીકરી મુકીને મરી જાય છે. આ રીતે હકિગત છતાં તેની મિલકતના કેટલા હિસ્સા થશે? અને વારસાના કાયદા પ્રમાણે સદરહુ સખસોમાંના દરેક જણને કેટલા કેટલા ભાગ મળવાનો હક્ક છે?

ઉ૦—મરનારની મિલકતના નવ હિસ્સા કરવા; જેમાંથી દીકરીઓને ૬/૯ (અથવા દરેક દીકરીને ત્રણ ત્રણ હિસ્સા ) મળશે. અને શેષાધિકારી તરીકે દીકરાના દીકરાને બે હિસ્સા, અને દીકરાની દીકરીને હિસ્સો મળે છે.

**રૂપાન્તરકર્ત્તાની ટીપ**—દીકરીઓ કાયદાસર હિસ્સેદાર છતાં તેમનો કાયદાસર હિસ્સો ⅛ છે, અને દીકરાના દીકરા સાથે દીકરાની દીકરીઓ શેષાધિકારી થાય છે, અને તેમને પોતાના ભાઇ કરતાં અડધો હિસ્સો મળે છે.

તેથી આ દાખલામાં પ્રથમ દીકરીઓનો કાયદાસર હિસ્સો બાદ કર્યા પછી બાકીની મિલકત દીકરાના દીકરા અને દીકરાની દીકરીને મળી.

[ કલમ ૩૬ નીચેના ટાંકામાં દીકરીઓ તથા દીકરાની દીકરીઓની બાબત જુઓ. ]

## દાખલો ૨૭. (૫૭)

**પ્ર૦**—એવું માલમ પડે છે કે, જે જાગીરના વારસા વિષે તકરાર છે, તે જાગીરના માલિકને ચાર દીકરા અને બે દીકરીઓ હતી. તેમાંનો એક દીકરો પોતાના બાપની હયાતીમાં ગુજરી ગયો. તેને એક દીકરો હતો. ત્યાર પછી એ જાગીરદાર એક વિધવા, ત્રણ દીકરા, બે દીકરીઓ અને સદરહુ પૌત્ર મુકીને મરી ગયો; ત્યારે તેઓને જાગીરનો કેટલો કેટલો હિસ્સો મળશે?

ઉ૦—એ મિલકતના ૬૪ ભાગ થશે. તેમાંથી દરેક દીકરો ચૌદ, દરેક દીકરી સાત, અને વિધવા (⅛) આઠ ભાગ લેશે. પૌત્ર કે જેનો બાપ જાગીરદારના પહેલાં ગુજરી ગયો છે તે વારસામાંથી બાતલ થશે.

[ કલમ ૧૦ જુઓ. ]

## દાખલો ૨૮. (૫૯)

**પ્ર૦**—એક ગુજરનાર માલિકના વારસ તેની વિધવા, તેની મા, અને તેના બે દીકરા છે. ત્યારે તેમને તેની મિલકતનો કેટલો કેટલો વારસો મળશે?

ઉ૦—આ કામમાં વારસાના કાયદા પ્રમાણે મિલકતના ૪૮ ભાગ કરવા, તેમાંથી વિધવાને ૭, અને માને આઠ ભાગ મળશે; અને શેષધન દીકરાને મળશે.

સદરહુ વારસોના હિસ્સા નીચે પ્રમાણે છે.

| મા | વિધવા | દીકરો | દીકરી. |
|---|---|---|---|
| ૮ | ૬ | ૧૭ | ૧૭=૪૮ |

ભાષાન્તરકર્ત્તાની ટીપ—જ્યારે ઘણા વારસ હોય ત્યારે મિલકતના કેટલા ભાગ કરવા એ વગેરે બાબતના નિયમ સારૂ કલમ ૫૦ જોવી.

## દાખલો. ૨૯. (૯૦)

પ્ર૦—અબદુલરસીદ નામે કોઈ પુરૂષ એક વિધવા, એક દીકરી અને બે કાકા મુકીને મરી ગયો, ત્યારે તેની મિલકતની વેંહેચણ શી રીતે થશે ?

ઉ૦—વિધવાને મિલકતનો આઠમો ભાગ મળશે. દીકરીને તમામ મિલકતનું અડધ મળશે. અને ત્યાર પછી જે બાકી રેહેશે તે બને કાકા વચે સરખે ભાગે વેંહેંચી આપવામાં આવશે.[1]

## દાખલો. ૩૦ (૯૭)

પ્ર૦—બે વિધવા, મા, એક દીકરી, ત્રણ ભાઇઓ, અને એક બેહેન એ રીતે વારસ મુકીને એક પુરૂષ મરી જાય છે, ત્યારે તેની મિલકતના કેટલા ભાગ કરવા, અને દરેકને કેટલા કેટલા ભાગ મળશે ?

ઉ૦—આ કામમાં મરનારની મિલકતના ૩૩૬ ભાગ કરવા.

---

૧. એટલે એ મિલકતના ૧૬ ભાગ કરવામાં આવશે. તેમાંના આઠ ભાગ દીકરીને અને બે ભાગ વિધવાને મળશે. અને બાકી રહેલા ૬ ભાગમાંથી દરેક કાકાને ત્રણ ભાગ મળશે.

તેમાંથી વિધવાઓને તેમના કાયદાસર હિસ્સા બદલ $\frac{1}{8}$, એટલે ૪૨ ભાગ, અથવા દરેક વિધવાને એકવિસ એકવિસ ભાગ મળશે. માંને તેના કાયદાસર હિસ્સા બદલ $\frac{1}{6}$ અથવા ૫૬ ભાગ, તથા દીકરીને તેના કાયદાસર હિસ્સા બદલ $\frac{1}{2}$ અથવા ૧૬૮ ભાગ મળશે. અને શીતેર ભાગ બાકી રહ્યા તે, ભાઈઓ અને બેહેન જેઓ શેષાધિકારી છે તેમની વચે વેહેંચી આપવામાં આવશે; એવી રીતે કે બેહેન કરતાં ભાઈનો હિસ્સો બમણો, એટલે બેહેનને ૧૦ ભાગ, અને દરેક ભાઈને વીસ ભાગ મળશે.

[ દાખલા ૨૮ નીચેની **ટીપ** જુવો. ]

## દાખલો. ૩૧ (૭૦)

**પ્ર૦**—એક વિધવા, મા અને બેહેન મુકીને કોઈ પુરૂષ ગુજરી જાય છે, ત્યારે તેની મિલકતની શી રીતે વેહેંચણ થશે?

ઉ૦— જે બાબતોમાં હિસ્સાની સંખ્યામાં વધારો કરવો પડે છે, તેવી બાબતોના નિયમ પ્રમાણે મરનારની મિલકતના તેર હિસ્સા કરવા જોઈએ; તેમાંના વિધવાને ત્રણ, બેહેનને છ, અને માને ચાર હિસ્સા મળશે[1]

[ કલમ ૫૧, ૫૨, ૫૩, તથા **વધારાની** બાબતનો નિયમ જુઓ ].

---

૧. હિસ્સાની સંખ્યામાં વધારો કરવો પડે છે, તે બાબતનો આ એક દાખલો છે. આ દાખલામાં કહેલાં હક્કદારોના ભાગ $\frac{1}{4}$, $\frac{1}{3}$, અને $\frac{1}{2}$ છે, તેથી પ્રથમ તો એ મિલકતના બાર ભાગ કરવામાં આવત. પરંતુ જ્યારે વિધવા પોતાનો $\frac{1}{4}$ અથવા ત્રણ ભાગ, અને મા પોતાનો $\frac{1}{3}$ અથવા ચાર ભાગ લે, ત્યાર પછી બેહેનને માટે અડધ રેહે નહિ, માટે તમામ હિસ્સેદારોને તેમના પોતપોતાના હિસ્સા મળે એવું કરવા માટે ૧૨ ભાગના વધારીને ૧૩ ભાગ કરવા જોઈએ.

### દાખલો. ૩૨. (૭૫)

પ્ર૦—એક વિધવા, અને બે દીકરીઓ મુકીને કોઈ માણસ ગુજરી જાય છે, તો તેઓને ગુજરનારની મિલકતનો કેટલો કેટલો હિસ્સો મળશે ?

ઉ૦— બધી મિલકતના ૧૬ ભાગ કરવા. તેમાંના બે ભાગ વિધવાને મળશે, અને સાત સાત ભાગ દરેક દીકરીને મળશે.

(કલમ ૫૪, ૫૫, ૫૬, જુઓ.)

### દાખલો. ૩૩. (૭૭)

પ્ર૦—કોઇ માણસ એક વિધવા અને એક દીકરી મુકીને મરી જાય છે તો તેની મિલકત આ બે જણ વચ્ચે શી રીતે વેંહેંચી આપવી ?

ઉ૦—ગુજરનારની મિલકતના ૮ ભાગ પાડવા. તેમાંનો એક ભાગ વિધવાને, અને બાકીના સાત ભાગ દીકરીને મળશે. ગુજરનારને શેષાધિકારી વારસ નથી, એવું ધારી આ પ્રમાણે વેંહેચણ કરેલી છે. જો કોઇ શેષાધિકારી હોય તો દીકરીને માત્ર ચાર ભાગ મળશે. અને બાકીના ત્રણ ભાગ એ શેષાધિકારી વારસને આપવામાં આવશે.[1]

---

૧. જો છોકરૂં હોય તો વિધવાનો $\frac{1}{8}$ ભાગ છે. અને આ દાખલામાં દીકરી સિવાય બીજું ફરજન નથી, તેથી દીકરીનો કાયદાસર હિસ્સો તમામ મિલકતનું અડધ છે, પણ વર અને વહુને પ્રત્યાગામીમાંથી કાંઇ ભાગ લેવાનો હક્ક નથી, તેથી જો કોઈ શેષાધિકારી વારસ ન હોય તો બાકી ત્રણ હિસ્સા વધ્યાં તે દીકરીને મળવા જોઇએ. જો કોઈ શેષાધિકારી વારસ હોય તો વધારાનાં ત્રણ ભાગ અલબત્તે તેમને મળશે, અને દીકરીને માત્ર તેનો કાયદાસર હિસ્સો, એટલે મિલકતનું અડધ અથવા એ આઠ ભાગમાંથી ચાર ભાગ મળશે.

## દાખલો. ૩૪. (૯૭)

પ્ર૦—કોઈ માણસ એક વિધવા, એક ભાઈ, એક બેહેન, વિધવાની મા, અને વિધવાના ભાઈને મુકીને મરી જાય છે. એ ગુજરનારની મિલકતની વેહેંચણ થતા પેહેલાં વિધવા ગુજરી જાય છે, ત્યારે ગુજરનારની મિલકતનો વારસો લેવાને તેઓમાંથી કોનો હક્ક છે, અને તેમને કેટલો કેટલો હિસ્સો મળશે ?

ઉ૦—આ કામમાં સદરહુ સઘળા માણસને વારસામાં હિસ્સો લેવાનો હક્ક છે. મિલકતના ૧૨ ભાગ કરવા, તેમાંથી છ ભાગ ગુજરનારના ભાઈને, અને ત્રણ ભાગ તેની બેહેનને આપવામાં આવશે. અને વિધવાની માંને અને ભાઈને બે ભાગ મળશે.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—એ વિધવા વેહેંચણ થતા પેહેલાં ગુજરી ગઈ તોપણ તેનો ધણી મરી ગયો તે વેળા જીવતી હતી, તેથી તેના ધણીની મિલકતમાં તેણીનો વારસાનો હક્ક પોહોચે છે. [કલમ ૧૦ જુઓ.] એ વિધવાનો કાયદાસર હિસ્સો છોકરૂં ન હોવાથી $\frac{1}{4}$ છે, અને ગુજરનારનો ભાઈ અને બેહેન શેષાધિકારી વારસ છે, તેથી એ મિલકતના ૧૨ ભાગ કરતાં ત્રણ ભાગ વિધવાને મળે છે, અને બાકીના નવ ભાગમાંથી છ ભાગ ભાઈને અને ત્રણ ભાગ બેહેનને મળે છે.

વિધવા ગુજરી ગઈ છે, તેથી તેના ત્રણ ભાગના વારસ તેની માં અને તેનો ભાઈ છે. માનો હિસ્સો $\frac{1}{3}$ છે, વાસ્તે એક ભાગ તેને મળશે; અને બાકીના બે ભાગ શેષાધિકારી તરીકે વિધવાના ભાઈને મળશે.

## દાખલો. ૩૫. (૯૮)

પ્ર૦—એક ઘરના અડધ ભાગનો અને બીજી મિલકતનો માલિક ત્રણ પુત્ર અને એક પુત્રી મુકી ગુજરી જાય છે. બાપની મિલકતના ભાગ વેહેંચાયા પેહેલાં એક પુત્ર, એક વિધવા, અને પોતા

નાં બે ભાઈ, અને પોતાની બેહેન મુકી ગુજરી જાય છે. આવી હકીકત છતાં તેઓમાંના દરેક જણને મિલકતમાંથી કેટલું કેટલું મળશે?

ઉ૦—વારસાના નિયમ પ્રમાણે બાપે મુકેલી બધી મુંજીના ૭૦ ભાગ પાડવા જોઇએ. તેમાંના ૨૬ ભાગ પ્રત્યેક પુત્રને, અને તેર પુત્રીને મળશે, અને મરનારની વિધવાને પાંચ ભાગ આપવામાં આવશે.

**ભાષાન્તરકર્ત્તાની ટીપ**—એ મિલકતના ૭૦ ભાગ પાડતાં ત્રણમાંના દરેક દીકરાને વીસ ભાગ, અને દીકરીને દસ ભાગ મળે, પરંતુ એક દીકરો ગુજરી ગએલ છે, તેથી તેના વિસ હિસ્સા વધ્યા, તે તેના વારસ વચે વેહેંચી આપવા જોઇએ. હવે એ વારસ તેની એક વિધવા, બે ભાઇ, અને એક બેહેન છે. અહિં વિધવાનો કાયદાસર હિસ્સો ¼ છે, તેથી તેને ભાગ પાંચ હિસ્સા આવ્યા, બાકીના પંદર હિસ્સા બે ભાઇઓ અને એક બેહેન જે શેષાધિકારી છે તેમની વચે વેહેંચી આપવાના રહ્યા. અને ભાઇનો હિસ્સો બેહેન કરતાં બમણો ગણતાં દરેક ભાઇને છ હિસ્સા, અને બેહેનને ત્રણ હિસ્સા મળ્યા.

---

## પ્રકરણ. ૨

## બક્ષિસ બાબતના અભિપ્રાય.

---

### દાખલો ૧ (૪)

પ્ર૦—એક મુસલમાન ત્રણ ઓરતો મુકી મરી જાય છે. પેહેલી ઓરતથી તેને એક દીકરો અને દીકરી હતી. બીજી ઓરતથી એક દીકરી, અને ત્રીજી ઓરતથી પણ એક દીકરી હતી. પોતાના મરણ પેહેલાં તેણે પોતાની બધી મિલકતનું પોતાની ત્રણ ઓરતોને બક્ષિસનામું લખી આપ્યું, પણ તેણે તે મિલકતના ભાગ પાડ્યા નહો-

તા, અથવા તેમને કબજો આપેલો ન્હોતો. ત્યારે આ કામમાં એ બક્ષિસનામું મંજુર છે કે નહિ? અને એ બક્ષિસનામાની રૂએ એ વિધવાઓના વારસો કબજો લેઈ શકે કે શી રીતે?

ઉ૦—એ બક્ષિસનામું મંજુર નથી. બક્ષિસ આપનારના વારસ જે હોય તેઓને એ મિલકત વારસામાં જાય છે.

**ભાષાન્તર કર્ત્તાની ટીપ**—બક્ષિસમાં કબજો એ અગત્યની શરત છે; તેથી કબજા વગરની બક્ષિસ મુસલમાની કાયદા પ્રમાણે મંજુર નથી.

## દુરૂબલો. ૨ (૧૩)

પ્ર૦—કોઈ મિલકત બે માણસની સહીઆરી છે; એમાંનો એક જણ પોતાના હિસ્સાની મિલકતનો હક્ક બીજાને આપે છે, ત્યારે એ મિલકતમાં બક્ષિસ આપનારનો હક્ક સબંધ હોવાના કારણથી એ બક્ષિસ નામંજુર થાય છે કે શી રીતે?

ઉ૦—જો બક્ષિસ આપનારનું ચિત્ત ઠેકાણે હોય તો બક્ષિસવાળી મિલકતનો તે હિસ્સેદાર હોવાના કારણથી બક્ષિસ કોઇ પણ પ્રકારે નામંજુર થતી નથી. કેમકે ઘણા હક્ક સબંધી એકઠા હોવાના કારણથી જે અધમપણાની હરકતને લીધે બક્ષિસ નામંજુર થાય છે, તે હરકત આવા દાખલામાં હોતી નથી. અહિં તો બક્ષિસ આપનાર અને બક્ષિસ લેનાર વગર આપેલી મિલકતમાં બીજા કોઈ સખ્સનો ધણીપણાનો હક્ક નથી.

## પ્રકરણ ૩

## વેચાણ બાબતના અભિપ્રાય.

---

### દાખલો. ૧ (૧)

પ્ર૦—અમુક જમીન કેટલાક માણસની સહીઆરી મિલકત છે. એવા માલેકોમાંના એક માલેક બાકીનાની સમ્મતિ વગર સદરહુ મિલકતમાંના પોતાના હક્ક સબંધમાંનો કેટલોક ભાગ એક પરાયા માણસને દસ્તાવેજથી આપે છે, અને તે દસ્તાવેજમાં ખુંટની વિગત બતાવી નથી, પણ માત્ર એટલુંજ લખ્યું છે કે એવી રીતે આપેલી જમીન પોતાનાજ માલિકપણાની છે, ત્યારે એ દસ્તાવેજ મજબુત છે કે કેમ ?

ઉ૦—જો મજીઆરી વેંહેચાયા વગરની મિલકતમાંથી દસ્તાવેજ કરી આપનારના હિસ્સાના કેટલાક ભાગ ઉપર બીજાને હક્ક આપ્યાની મતલબનો આ દસ્તાવેજ બક્ષિસનામું હોય તો, ખુંટની વિગત સિવાય એ દસ્તાવેજ કાયદા પ્રમાણે મંજુર નહીં ગણાય; કારણ કે મોઘમ બક્ષિસ કાયદા વિરૂદ્ધ છે, પણ જો આ દસ્તાવેજ વેચાણખત હોય તો તે મંજુર ગણાશે; કારણ કે આવા પ્રકારના કરારમાં આપેલી મિલકત સહીયારી અને મોઘમ છે, અને બીજા ભાગીદારોની સમ્મતિ નથી, તથા ખુંટની વિગત બતાવી નથી, એવી હરકતો લેઇ શકાતી નથી. વાસ્તે વેચાણ મજબુત અને બંધનકારક છે એમ બેશક ગણવું જોઇએ.

### દાખલો. ૨ (૩)

પ્ર૦—એક માણસે પોતાની હયાતીમાં પોતાની સ્થાવર મિલકતના ત્રણ સરખા હિસ્સા કરી તેમાંનો અકેકો હિસ્સો પોતાની ત્રણ ઓરતોમાંની દરેકને તેઓની મેહેર બદલ વેચાતો આપ્યો. આવી રીતે

વેચેલી મિલકતનો કેટલોક ભાગ (એ ખરીદદારે વચ્ચે) વેહેંચી આપ્યો, અને બાકીનો વેહેચ્યા વગરનો રહ્યો. ત્યાર પછી વેહેચનારની બીજી બાયડી ગુજરી ગઈ, ને તેના હિસ્સાનો વારસો એ બાયડીના દીકરાને મળ્યાથી તે દીકરાએ એ ભાગ પોતાની ઓરતને તેની મેહેર બદલ વેચાતો આપ્યો. પરંતુ એ ભાગ એ દીકરાના કબજામાં અને તેના વહિવટ નીચે રહ્યો. ત્યારે એ દીકરાની ઓરતે કબજો લીધો, એવી સાબેતી નહિ છતાં એ વેચાણ કાયદા પ્રમાણે મંજુર છે કે શી રીતે?

ઉ૦—વેચાણના કરારની મજબુતીનો આધાર ખરીદદારના તુરત કબજો લેવા ઉપર નથી, તેમ વેચેલી મિલકત ભાગ પાડ્યા વગરની હોય તે કારણથી પણ એવા કરારની મજબુતીને અસર થતી નથી; વાસ્તે મૂળ માલિકે પોતાની સ્થાવર મિલકતના ત્રણ સરખા હિસ્સાનું પોતાની ત્રણ ઓરતોને આપેલું વેચાણ, અગર જો એ હિસ્સાનો કેટલોક ભાગ વેંહેચ્યો ન્હોતો, તોપણ મંજુર છે. એ વેચનારની બીજી બાયડીના દીકરાને પોતાની માનો ભાગ વારસામાં મળ્યો, અને તે દીકરાએ એ ભાગનું પોતાની ઓરતને તેની મેહેર બદલ વેચાણ આપ્યું, તે પણ અગર જો વેચાણ આપ્યા પછી એ ભાગનો કબજો ભોગવટો એ દીકરાનો રહ્યો છતાં મંજુર છે. ને એ દીકરાની ઓરત પોતાની નજરમાં આવે તે વખતે કબજો લેવાને મુખત્યાર છે.

## દાખલો. ૩. ( ૧૫ )

પ્ર૦—એક ઓરત પોતાની સ્થાવર મિલકત એક પરાયા માણસને વેચાણ ખતથી આપી મરી જાય છે. તેના મરણ પછી દસ વર્ષે તેનો બત્રીજો એ મિલકત ઉપર વારસાના હક્કથી દાવો કરે છે. વેચાણ ખતમાં સાક્ષી કરનાર બે સખસની સાક્ષી ઉપરથી માલુમ પડે છે કે ખત લખી આપતી વખત એ ઓરતનું ચિત્ત ઠેકાણે

ન્હોતું, ત્યારે આવી હકીગત છતાં કાયદાનો નિયમ શો છે?

ઉ૦—માંદા માણસોએ પોતાની અસ્વસ્થતા ઉપર અને તેમનું ચિત્ત ઠેકાણે ન હોય એવી વખતે કરેલાં વેચાણ કાયદા પ્રમાણે મંજુર નથી. પરંતુ એ વેચનારના વારસો અને લેહેણદાર, વેચેલી મિલકતની જે કીમત આપવામાં આવી હોય તે પાછી આપ્યા સિવાય, એ મિલકત પાછી લેઈ શકતા નથી. તેઓ કીમત પાછી આપે ત્યાં લગી વેચેલી મિલકત ખરીદદારના કબજામાં ગીરો માફક રેહેશે.

---

## પ્રકરણ. ૪.

## લગ્ન, મેહેર, તલાક, ઇત્યાદિ બાબતના અભિપ્રાય.

---

### દાખલો. ૧. (૬)

પ્ર૦—કોઇ પરણેલી સ્ત્રી પોતાનાં ઘરેણાં, લુગડાં, અને બીજો સામાન કોઈ પરાયા માણસને બક્ષસમાં આપી શકે છે? કે તેણે પોતાના ધણીની પ્રથમથી રજા મેળવવી જોઇએ, એવી કાયદામાં જરૂર છે?

ઉ૦—પરણેલી સ્ત્રી પોતાની મિલકત બક્ષિસમાં આપી શકે છે: પછી તે મિલકતમાં ઘરેણું હોય અથવા બીજી વસ્તુઓ હોય. કાયદામાં ધણીની રજાની જરૂર નથી.

### દાખલો. ૨. (૭)

પ્ર૦—કોઈ મુસલમાન પોતાને પોતાની પેહેલી ઓરતથી એક દીકરો અને દીકરી થયા બાદ એક યુરૌપિયન સ્ત્રીને પોતાના ધર્મમાં લેઇને તેની સાથે લગ્ન કરે છે, ત્યારે આ બીજું પરણેત કાયદા પ્રમાણે મંજુર છે કે શી રીતે?

ઉ૦—આવું લગ્ન મંજુર છે; કેમકે એ સ્ત્રી મુસલમાની ધર્મમાં

આવી છે અને મુસલમાની ધર્મમાં ચાર ઓરતો કરવાની છુટ છે. પુરૂષ એકજ વખતે ચાર ઓરતો પરણી શકે.[1]

[ કલમ ૧૬૯ અને ૧૭૨ જુઓ. ]

દાખલો. ૩. (૮)

પ્ર૦—એક પુરૂષ પોતાની ઓરત સાથે લગ્ન થતા પેહેલાં એવો કરાર કરે છે કે લગ્ન થયા પછી તે પોતાનાં મા બાપને ઘેર રહેવાને મુખત્યાર છે, ત્યારે લગ્ન પૂર્ણ થયા પછી એ ઓરતને બીજી જગ્યાએ ખશેડી એ કરાર તોડવાને એ પુરૂષ પાત્ર છે કે આ શરત પ્રમાણે ખરેખર ચાલવાની તેને ફરજ છે?

ઉ૦—મુસલમાની કાયદા પ્રમાણે આવો કરાર કાયદા વિરૂદ્ધ છે, તેથી તે પ્રમાણે ચાલવાની ધણીને ફરજ નથી; અને પોતાને ઘેર એ ઓરતને લેઈ જવાને તેને પૂર્ણ સત્તા છે. પરંતુ તેણે એ સ્ત્રીને તેની મેહેર આપેલી જોઈએ. જો તેણે તે પ્રમાણે કર્યું ન હોય તો મેહેર મળતાં લગી ધણીને ઘેર જવાનો તે વાંધો લેઈ શકે છે.

દાખલો. ૪. (૧૭)

પ્ર૦—જો અ. બ. સાથે લગ્ન કર્યા પછી, બ. હયાત છતાં બ. ની સગી બેહેન ક ને પરણે, અને જો કાયદા પ્રમાણે આ બીજું લગ્ન ના મંજુર હોય તો, પેહેલી વારનું લગ્ન મજબુત ગણાશે કે શી રીતે, અને મેહેર મળવાનો બ. નો હક છે કે કેમ?

ઉ૦—અ. નું બ. સાથે લગ્ન થયા પછી તેણે બ. ની સગી બેહેન

---

[1] ૧. એ લગ્ન કાયદા પ્રમાણે ગણવા માટે એ યુરોપિયન સ્ત્રીએ મુસલમાન ધર્મ પકડવો જોઈએ, એવી અગત્ય નથી. તે સ્ત્રી મુસલમાન ધર્મમાં ના આવી હોય તોપણ લગ્ન કાયદા પ્રમાણે મંજુર ગણી શકાય છે.

ક. સાથે લગ્ન કર્યું, તોપણ તેનું અ. સાથેનું લગ્ન મંજુર છે. પરંતુ ક. પોતાના સગપણના કારણથી મના કરેલા સગાની પંક્તિમાં આવે છે. તેથી અ. ની સાથે થયેલું તેનું લગ્ન રદ છે, અને મેહેર મળવાનો તેને હક્ક નથી, પણ આ કારણથી બ. ની સાથે પ્રથમ થયેલું લગ્ન રદ થતું નથી. અને અ. ગુજરી ગએથી તેની ઓરત બ. ને તેની મિલકતમાંથી તેની મેહેરના તમામ રૂપૈયા લેવાનો હક્ક થશે."

[ કલમ ૧૭૦ અને ૧૮૧ જુઓ. ]

## દાખલો. ૫. (૧૮).

પ્ર૦ ૧—કોઈ છોકરી બાર, તેર, અથવા ચૌદ વર્ષની થઈને કેહે કે હું સ્ત્રી ધર્મમાં આવી છું, ત્યારે તેનું આવી રીતનું કેહેવું માનવું કે કેમ?

ઉ૦—બાર, તેર, અથવા ચઉદ વર્ષની ઉમરે કોઈ છોકરો એમ કેહે કે, હું પુરૂષ ધર્મમાં આવ્યો છું, અથવા કોઈ છોકરી એમ કેહે કે, હું સ્ત્રી ધર્મમાં આવી છું, ત્યારે વિકાયા પ્રમાણે એમનું આ કેહેવું સ્વિકારી નિશ્ચયાર્થક ગણવું જોઈએ. વિકાયામાં કહ્યું છે કે, જો

---

૧. ભાષાન્તરકર્તાની ટીપ—એટલે જે સગામાં માંહોમાંહિ લગ્ન કરવાની મના છે તે. આ વિષે કલમ ૧૭૦ જુઓ.

૨. જો એકજ માણસ એ બે બેહેનોને એકજ વખત પરણે અથવા સદરહુ બે લગ્નમાં પેહેલું કિયું લગ્ન થયું તે નક્કી થઈ શકતું ના હોય તો, બંને લગ્ન રદ ગણાય. આ (ઉપરના નંબર ૪ ના) દાખલામાં એવું અનુમાન કરેલું છે કે પ્રથમની ઓરત હયાત છે અને લગ્ન રદ થયું નથી. કોઈ મુસલમાને પોતાની પ્રથમની ઓરતને તલાક આપી હોય અથવા તે ગુજરી ગઈ હોય તો, એ ઓરતની બેનની સાથે લગ્ન કરવાની મુસલમાની કાયદામાં કાંઈ હરકત નથી.

તેઓ જવાનીની લગભગ હોય, અને એવું કેહે કે અમે જુવાનીમાં આવ્યાં છીએં, તો તેમનું કેહેવું માની તેમને જુવાન માણસ ગણવાં જોઇએ.[1]

**પ્ર૦ ૨—**સરહદ પ્રશ્નમાં કહેલી છોકરી પોતાના બાળપણથી પોતાની માથી જુદી રહેલી છે, ત્યારે પોતાની માની સમ્મતિ વગર પોતાનું લગ્ન કરવાની તેને છુટ છે કે શી રીતે ?

ઉ૦—જુવાનીમાં આવેલી છોકરીના લગ્નનો આધાર કેવળ તેની પોતાની મરજી ઉપર છે. એ છોકરીના જે વાલીને ઘણામાં ઘણી સત્તાછે તેની મરજી ઉપર પણ છોકરીને આધાર રાખવાનો નથી; તો તેની માની મરજી ઉપર તો આધાર શાનોજ રાખવાનો હોય. વિકાયા પ્રમાણે જો કોઈ સ્વતંત્ર (એટલે ગુલામ નહિ એવી) છોકરી પૂર્ણ સમજમાં આવી હોય, તેનું લગ્ન જો કે કન્યાની સરખી સ્થિતિના માણસ જોડે કરવામાં આવ્યું ન હોય, તોપણ વાલીની સમ્મતિ વગર મંજુર છે.[2]

---

૧. **ભાષાન્તરકર્ત્તાની ટીપ—**કાજીના અભિપ્રાય ઉપરથી બંગાળાની સદરદિવાની અદાલતે તારીખ ૨૧ મે સન ૧૮૪૦ ને રોજ એવો ફેસલો કર્યો હતો કે જ્યારે કોઈ મુસલમાનની છોકરી જુવાનીની લગભગ આવે છે, અને ઝાહેરાંત રીતે એવું કેહે કે હું આ ધર્મમાં આવી છું, અને તેના બહારના દેખાવ ઉપરથી આથી ઉલટું કાંઈ જણાય નહિ તો, તેનું કેહેવું માનવું જોઇએ. કેમકે પછી જુવાન માણસને લગતા તમામ ધારા તેને લાગુ પડે છે.

૨. પરંતુ આ મત પ્રમાણે અગરજો લગ્ન કાયદા પ્રમાણે છે એમ ગણાય છે, તોપણ તે ઉપરથી એમ સમજવું નહિ કે, કોઇ પ્રસંગે પણ વાલીને વચમાં પડવાનો બીલકુલ અખત્યાર નથી. આ

## દાખલો ૬ (૨૫)

પ્ર૦—જો કાઇ ઓરતની મેહેર બાબત કાંઇ દસ્તાવેજ હોય નહિ, અને મેહેરનો અવેજ કેટલો ઠરાવવામાં આવ્યો હતો તે સાક્ષીઓથી સાબીત થાય નહિ તો, તેને પોતાના ધણી પાસેથી કેટલી મેહેર મળવાનો હક્ક છે?

ઉ૦—તેને વાજબી મેહેર[1] મળવી જોઇએ, અને એ વ્યાજબી મેહેર કેટલી છે તે જો નક્કી થઇ શકે તો, દશ ડર્મ મળવાનો તેનો કાયદા પ્રમાણે હક્ક છે.

## દાખલો ૭ (૪૫)

પ્ર૦—એક અનૌરસ બાળકની મા અને તેનો બાપ એ બા-

---

ઓરતે કરેલું લગ્ન જો એવા સખસ સાથે હોય કે જેની અને કે-ન્યાની સ્થિતિ સરખી નથી. તો એવી બાબતમાં વચમાં પડવાનો વાલીને સાફ અખત્યાર આપેલો છે.

જે છોકરી સ્ત્રીધર્મમાં આવી છે તેણે કરેલા લગનમાં અને જે છોકરી સ્ત્રીધર્મમાં આવી નથી તેણે કરેલા લગ્નમાં ફેર એટલો છે કે, સ્ત્રીધર્મમાં આવેલી છોકરીએ કરેલું લગ્ન મંજુર છતાં જ્યાં વર કન્યા સરખી સ્થિતિનાં ન હોય, ત્યાં વાલીથી એ લગ્ન રદ કરી સકાય એવું છે. પરંતુ સ્ત્રીધર્મમાં આવેલી ન હોય એવી છોકરીએ કરેલું લગ્ન, જો પોતાના વાલીની સમ્મતિ વગર કરયું હોય તો, ધરમૂળથીજ રદ છે. આવી સમ્મતિ ખુલી હોય અથવા ગર્ભિત હોય.

૧. "વ્યાજબી મેહેર" એટલે એજ કુટુંબની સ્ત્રીઓને જે મેહેર મળતી હોય તેની સરાસરી રકમ. મેહેરની ઓછામાં ઓછી ર-૧૦ ડર્મ છે.

બાપની સત્તાનો દાવો કરે છે, ત્યારે તે બાળક કોના હવાલામાં સોંપવું જોઈએ ?

ઉ૦—કાયદા પ્રમાણે જોતાં અનૌરસ બાળક તેની માનું એ નથી અને તેના બાપનું એ ન કહેવાય. પણ તેને ખોરાકી પોશાકી આપી ઉછેરવા માટે સાત વર્ષની ઉમરનું થતાં લગી તેની માના હવાલામાં સોંપવું જોઈએ. ત્યાર પછી તે બાળકે માની સાથે રહેવું કે બાપની સાથે રહેવું તે તેની મરજી ઉપર છે, અથવા જો એ બન્નેથી જુદા રહેવું હોય તો, તેમ પણ તે કરી શકે છે.

---

# ભાગ ૩.

## મુસલમાની કાયદાને લગતા કોર્ટોના થોડાએક ઉપયોગી ફેંસલાનો સાર.

---

### મુંબઈની સદર દિવાની અદાલતના ફેંસલા.

### નંબર, ૫. સન ૧૮૨૦.

અ. નામે એક મુસલમાન જેની ૩૫ વર્ષ થયાં કાંઈ ભાળ લાગતી નહોતી, અને જે ઘર છોડીને ગયો ત્યારે ચાળીસ વર્ષની ઉમરનો હતો એવું કેહેવામાં આવ્યું છે, તેના દીકરા અને દીકરીઓએ અ. ના ભાઇની વિધવા અને તેના દીકરા પાસેથી કુટંબની મિલકતનો અડધો હિસ્સો લેવા માટે દાવો કર્યો. કોર્ટના મોલવીએઓએ એવો અભિપ્રાય આપ્યો કે અ. મરી ગયો એવું નક્કી થતાં લગી, અથવા અ. ના જન્મથી ૯૦ વર્ષની મુદત થતાં લગી, તેની મિલકત જેના કબજામાં હોય તેના કબજામાંથી લેઈ સકાતી નથી. પરંતુ જે સખસના કબજામાં એવી મિલકત હોય તેઓ જો એ મિલકત ઉડાડતા હોય અથવા તેનો બગાડ કરતા હોય તો, તે મિલકત તેમની પાસેથી લેઈ તેનો વહિવટ કરવા સારૂ બીજા સખસના કબજામાં સોંપવી જોઇએ. તેથી કોર્ટે ઠરાવ કર્યો કે પૂરાવા ઉપરથી જણાય છે કે પ્રતિવાદીઓ અ. ની મિલકત ઉડાડે છે, અને તેનો એવી [illegible]રાબ રીતે વહિવટ કરે છે કે એ મિલકત તેમનાં હાથમાં રાખવી [illegible] નથી. અને એવી મિલકત બીજાના કબજામાં સોંપી સકાય

એવો કાયદામાં ઠરાવ્યું છે, માટે એ મિલકત અ. ના વારસના કબજામાં સોંપવી.

નંબર. ૬૦૭.

નિવેડાની તારીખ ૩ જુલાઇ સન ૧૮૨૩.

એક મુસલમાન ઓરત પોતાની ખુશીથી અ. નામના એક માણસને પરણી અને તેની સાથે ૭ મહિના રહી, તે દરમિયાન તેનું અને તેની મા તથા બેહેનનું ખોરાકી પોશાકીનું ખરચ અ. એ પુરૂં પાડયું. પછી એ બાયડીએ અ. ને છોડીને બ. નામનો બીજો સખસ કે જેની સાથે પ્રથમ તે પરણી હતી તેની સાથે લગ્ન કરયું. કોર્ટે ઠરાવ કર્યો કે અ. ની સાથે તે જેટલી મુદત રહી તેટલી મુદતમાં અ. એ તેને વાસ્તે જે ખરચ કરવું પડયું હતું તે પાછું આપવાને તે ઓરત જવાબદાર છે.

નંબર. ૨૬.

નિવેડાની તારીખ ૧૨ સપ્ટેંબર સન ૧૮૨૮.

મેહેર ન આપી હોય ત્યાં લગી ઓરત પોતાના ધણી સાથે રેહેવાની ના કહી શકે છે.

નંબર. ૪૯.

નિવેડાની તારીખ ૩૦ જાન્યુઆરી સન ૧૮૪૯.

એક મુસલમાન ઓરત જેને તેના ધણીએ તલાક આપી હતી, પણ જે ખરાબ ચાલની છે એવું શાબેત થયું નહોતું, તેને એ ધણીના પેટની થયેલી દીકરીની રક્ષાનો તે દીકરી નવ વર્ષની થતાં લગી તેના ધણી કરતાં અધિક હક છે.

નંબર. ૨૯૬૧.

નિવેડાની તારીખ ૩૦ જુલાઇ સન ૧૮૫૩.

મુસલમાની કાયદા પ્રમાણે જે મેહેર તરત આપવાનો

કરેલો હોય, તે મેહેર જો આપવામાં ન આવે તો, ઓરત, અગર જો તે પોતાના ધણી સાથે થોડી મુદ્દત રહી હોય, તોપણ મેહેર મળતાં લગી તેની પાસે ફરીથી રેહેવાની ના પાડી સકે છે.

### નંબર. ૩૫૬૬.

નિવેડાની તારીખ ૧૨ મે સન ૧૮૫૫.

મુસલમાની કાયદા પ્રમાણે બક્ષિસ મંજુર ગણાય, એટલા માટે બક્ષિસ આપનારે બક્ષિસવાળી વસ્તુનો કબજો આપવો, અને બક્ષિસ લેનારે તે બક્ષિસ માન્ય રાખી એ વસ્તુનો કબજો લેવો, એ અવસ્ય છે.

### નંબર. ૪૨ સન ૧૮૬૧.

નિવેડાની તારીખ ૮ આગષ્ટ સન ૧૮૬૧.

મુસલમાની કાયદા પ્રમાણે દીકરો પોતાના બાપના દેવાને માટે પોતાની જાતે જવાબદાર નથી (એટલે પોતાને જેટલો વારસો મળ્યો હોય તેટલે દરજ્જે જવાબદાર છે).

[ કલમ ૧૪૭ જુઓ. ]

---

## મુંબઈની હાયકોર્ટના ફેંસલા.

---

### સ્પેશિયલ અપીલ નંબર. ૨૨૮ સન ૧૮૬૩.

નિવેડાની તારીખ ૧૧ આગષ્ટ સન ૧૮૬૩.

સન ૧૮૨૭ ના કાયદા ૪ થાની કલમ ૨૬ મી પ્રમાણે દિવાની દાવાનો નિવેડો કરવામાં પ્રતિવાદીના ફાયદા કરતાં જે પ્રગણામાં દાવો ઉત્પન્ન થાય, તે પ્રગણાના રિવાજ ઉપર પેહેલો આધાર રાખવામાં આવે છે.

વકફ એટલે ધર્માદા જમીન ગીરવી મુકવાનો ખ્યાલ મુસલમાની કાયદાથી ઉલટો છે. તોપણ ભરૂચ પ્રગણાના સ્થાનિક રિવાજ પ્રમાણે એવી જમીન ગીરવી મુકી સકાય છે.

**સ્પેશિયલ અપીલ નંબર. ૮૮૯ સન ૧૮૫૪.**

નિવેડાની તારીખ ૬ ફેબ્રુએરી સન ૧૮૫૫.

કોઇ પરણેલી ઓરતે પોતાના ધણીની સમ્મતિ વગર પોતાની તમામ મિલકતનું પોતાના ભાઇને આપેલું મૃતદાન, મુસલમાની કાયદા પ્રમાણે મંજુર નથી.

---

## મદ્રાસ હાયકોર્ટના ફેંસલા.

---

**નંબર. ૧૨ સન ૧૮૬૨.**

નિવેડાની તા૦ ૫ ડીશંબર સન ૧૮૬૨.

મુસલમાની કાયદા પ્રમાણે કોઇ સખસનાં બીજી પેઢીએ પીત્રાઇ ભાઈ, એ સખસની બેહેનનાં છોકરાંને વારસામાંથી બાતલ કરે છે; કારણ કે એ પીત્રાઇ ભાઇ શેષાધિકારી છે; અને બેહેનનાં છોકરાં દૂરનાં સગાં છે; તેથા વારસાના નિયમ પ્રમાણે શેષાધિકારી હોય ત્યાં લગી દૂરનાં સગાંને વારસો મળી શકતો નથી.

**સ્પેશિઅલ અપીલ નંબર. ૩૧૩ સન ૧૮૬૩.**

નિવેડાની તારીખ ૧, ફેબ્રુએરી સન ૧૮૬૪.

"ખતીબી"[1] અથવા બીજી ધર્મ સંબંધી પદવીની નિમનોકને માટે આપેલી જમીન ઉપર વારસાના હક્કથી દાવો થઇ શકતો નથી.

---

૧ ખતીબી એટલે ધર્મનો ઉપદેશ કરનારની જગો. ખતીબી એટલે ધર્મનો ઉપદેશ કરનાર.

જ્યારે આવી રીતે જમીન આપી હોય, ત્યારે જે સખસને તે જમીન આપી હોય તેના કુટુંબને તેના મુવા પછી એ જમીનની પેદાશ તેમના વચે વેહેંચી લેવાનો અધિકાર નથી.

જે ધર્મ સબંધી પદવી ચલાવવા માટે આવી જમીન આપવામાં આવી હોય, તે પદવીથી એ જમીનની પેદાશ લેવાનો હક જુદો થઇ શકતો નથી.

## અપીલ નંબર. ૬૬ સન ૧૮૬૪.

નિવેડાની તારીખ ૨૦ માર્ચ સને ૧૮૬૫.

મુસલમાની કાયદા પ્રમાણે વશિયતનામું કરનારની મિલકતના ત્રીજા ભાગ કરતાં વધારે મિલકતની વશિયતનામાથી કરેલી વ્યવસ્થા વારસોની સમ્મતિ હોય તો મંજુર ગણી શકાય; પરંતુ એવી સમત્તિ વશિયતનામું કરનારના મરણ પછી આપેલી જોઇએ. જો વશિયતનામું કરનારની હયાતીમાં એવી સમ્મતિ આપેલી હશે તો એ વ્યવસ્થા મંજુર ગણાઇ શકાતી નથી; કારણ કે વારસોનો પોતાનો હક સ્થાપન થયા પેહેલાં આપેલી એ સમ્મતિ છે.

## અપીલ નંબર. ૨૯ સન ૧૮૬૫.

નિવેડાની તારીખ ૨૧ જુન સન ૧૮૬૫.

મુસલમાન કુટુંબના વહિવટ કરનાર સખસે સહીઆરી મિલકતમાં કરેલો વધારો બીજો કાંઇ પૂરાવો ન હોય તો, સહીઆરી મિલકતના સાધનવડે કરેલો છે એવું અનુમાન કરવામાં આવશે, અને તેમાંથી કુટુંબના જે સખસોનો વારસો લેવાનો હક છે તે તમામ સખસોને હિસ્સો મળશે.

## કલકત્તાની હાયકોર્ટનાં ફેંસલા.[1]

### નંબર. ૯૨–૧૦૬.

નિવેડાની તારીખ ૧૩ આગષ્ટ સન ૧૮૬૪.

જ્યારે બક્ષીસ આપનાર માંદો હતો, અને જે મંદવાડમાંથી તે સાજો થયોજ નહિ તેવી વખતે તેણે કરી આપેલો બક્ષીસનો દસ્તાવેજ વસિયતનામા તરીકે ગણાય છે. બીજી રીતે તે અમલમાં આવી શકતો નથી.[2] જો આવી મરણ વખતની બક્ષિસ અથવા વસિયતનામું કોઇ વારસના લાભમાં કર્યું હશે તો, બીજા વારસોની સમ્મતિ વગર અમલમાં લાવી સકાતું નથી.

જો લગ્ન ક્રિયા થવાનો પૂરાવો ન હોય, પરંતુ કોઇ ઓરત લાગટ પોતાના ધણીની સાથે પત્નીભાવે રહી હોય; અને તેનાં છોકરાં ઔરસ છોકરાંની પેઠે તેમનાં મા બાપ પાસે રહ્યાં હોય તો, લગ્ન થએલું છે એવું અનુમાન થાય છે.

### નંબર. ૯૫૧ સન ૧૮૬૪.

નિવેડાની તારીખ ૨૧ સપ્ટેંબર સન્ ૧૮૬૪.

મુસલમાની કાયદા પ્રમાણે દાન આપનારના મરણ પછી મળે એવું દાન જો બક્ષીસ દાખલ ગણાતું નથી, તોપણ મૃતદાન લેખે અ-

---

૧. સધરલન્ડકૃત "વીકિલી રીપોર્ટ" ઉપરથી.

૨. **ભાષાન્તર કર્તાની નોંધ**—એટલે એ બક્ષીસ મૃતદાન ગણાશે, તેથી મરનારની મિલકતનો ⅓ ભાગ જેટલી અમલમાં આવશે. પણ જો એવી બક્ષિસ વારસોને આપી હશે તો, બીજા વારસોની સમ્મતિ વગર બીલકુલ અમલમાં આવશે નહિ.

મળમાં આવે છે. ઘણુંકરીને એવું દાન લેનારને વધારેમાં વધારે દાન આપનારની મિલકતનો ⅓ મળે છે, અને બાકીના ⅔ વારસોને મળે છે. જો વારસ ન હોય તો તમામ મિલકત વશિયતનામાથી આપી શકાય છે. કોઈ ઓરતનો ધણી તેના પેહેલાં ગુજરી ગયો હોય, તો તેના ધણીનાં સગાં, જે એ ઓરતનાં પોતાનાં સગાં નથી તેમને વારસો મળી શકતો નથી.

( વારસા બાબતનો દાખલો ૨ જો જુઓ. )

### નંબર. ૨૧૫૮ સન ૧૮૬૪.

નિવેડાની તારીખ ૧૪ જાન્યુઆરી સન ૧૮૬૫.

કોઈ મિલકતમાં જે ભાગીદાર હોય તેને એ મિલકત પ્રથમ ખરીદ કરવાનો હક્ક સર્વના કરતાં વિશેષ છે.

( કલમ ૧૪૦ જુઓ. )

### નંબર. ૨૫૦૫ સન ૧૮૬૪.

નિવેડાની તારીખ ૨૩ જાન્યુઆરી સન ૧૮૬૫.

શિયાના મત પ્રમાણે માને પોતાની દીકરીની રક્ષાનો હક્ક માત્ર તે દીકરી સાત વર્ષની થતાં લગી છે.

### નંબર. ૨૭૪૧ સન ૧૮૬૪.

નિવેડાની તારીખ ૧૯ મે સન ૧૮૬૫.

મુસલમાની કાયદા પ્રમાણે બે હિસ્સેદારમાંનો એક જણ વેહેંચણ થયા પેહેલાં પણ, પોતાનો હિસ્સો બીજાને આપી શકે છે.

### નંબર. ૬૨૮૬ સન ૧૮૬૪.

નિવેડાની તારીખ ૯ જુન સન ૧૮૬૫.

કોઈ મિલકતમાં ભાગીદાર હોવાના સબબથી એક કરતાં વ-

મારે સખ્સનો એ મિલકત પ્રથમ ખરીદ કરવાનો હક હોય તો, તેમના હિસ્સાના વિસ્તાર ઉપર કાંઈ લક્ષ ન રાખતાં તમામ હિસ્સેદારોને પ્રથમ ખરીદ કરવાનો સરખો હક છે.

## નંબર. ૨૫ સન ૧૮૬૫.

નિવેડાની તારીખ ૫ એપ્રીલ સન ૧૮૬૫.

મુસલમાની કાયદા પ્રમાણે કોઇ માણસ પોતાને વારિસો છતાં પોતાની તમામ મિલકત વશિયતનામાથી આપી શકતો નથી.

## નંબર. ૮૭૮ સન ૧૮૬૫.

નિવેડાની તારીખ ૧૩ જુલાઇ સન ૧૮૬૫.

મુસલમાની કાયદા પ્રમાણે મેહેર બદલ **બાયમોકાસામો**[1] દસ્તાવેજ કરી આપ્યો હોય, તે મંજુર ગણાવવા સારૂ, એ દસ્તાવેજની રૂઇએ કબજો લેવો જોઇએ, એમ જરૂર નથી.

## નંબર. ૧૩૭૧ સન ૧૮૬૫.

નિવેડાની તારીખ ૭ સપ્ટેંબર સન ૧૮૬૫.

મુસલમાની કાયદા પ્રમાણે જે વશિયતનામામાં કોઈ વારસે પોતાની મંજુરીઆત તરીકે સહી કરી હોય, તો તેની વિરૂદ્ધ એ વશિયતનામું મંજુર છે.[2]

---

૧. **બાયમોકાસા** એટલે ઓરતને મેહેર બદલ કાંઇ મિલકત વેચાણ આપી હોય તેનો દસ્તાવેજ. બક્ષીસમાં કબજાની અવશ્ય જરૂર છે, પણ આતો વેચાણ જેવું થયું, તેથી તેના કબજાની મુસલમાની કાયદા પ્રમાણે અગત્ય નથી.

૨. **ભાષાન્તર કર્ત્તાની ટીપ**—આ ફેસલો મદ્રાસ હાઈકોર્ટના અપીલ નંબર ૬૮ સન ૧૮૬૪ ના કામના તારીખ ૨૦ માર્ચ સન ૧૮૬૫

નંબર ૭૫૪ સન ૧૮૬૬.

નિવેડાની તારીખ ૧૦ જુલાઈ સન ૧૮૬૬.

સુની અને શિયા એ બે જાતના મુસલમાનો અન્યોઅન્ય લગ્ન ન કરી શકે, એવું મુસલમાની કાયદા ઉપરથી નીકળતું નથી.

મુસલમાની કાયદામાં સાફ લખ્યું છે કે મુસલમાન ખ્રિસ્તી અથવા યાહુદી સાથે લગ્ન કરી શકે.

જ્યારે આવું છે ત્યારે તેઓ પોતાનાજ ધર્મના પણ માત્ર જુદા પંથનાં માણસ સાથે લગ્ન કરી શકે, એમાં કાંઈ અંદેશા જેવું નથી.

---

ના ફેંસલાથી વિરૂદ્ધ જણાય છે. મુસલમાની કાયદા પ્રમાણે મરનારની મીલકતથી $\frac{1}{3}$ કરતાં વધારે મૃતદાન આપી શકાતું નથી, એતો ખુલ્લું છે. પણ (કલમ ૮૪ માં કહ્યા પ્રમાણે) જો વારસની સમ્મત્તિ હોય તો તેથી વધારે મૃતદાન મંજુર ગણી શકાય છે. હવે એ સમ્મતિ કેઈ વખત આપવી જોઈએ એ વિશે તકરાર છે. કલકત્તા હાઈકોર્ટના આ ફેસલા ઉપરથી જણાશે કે એવી સમ્મતિ વશિયતનામું કરતી વખતે, એટલે વશિયતનામું કરનારની હયાતીમાં આપી હોય તો બસ છે. પરંતુ મદ્રાસ હાઈકોર્ટના ન્યાયાધીશોનો અભિપ્રાય તેથી ઉલટો છે. તેઓએ એવો ઠરાવ કર્યો છે કે વશિયતનામું કરનારના મરણ પેહેલાં વારસનો હક્ક સ્થાપીત થતો નથી, તેથી તે વારસોનો પોતાનો હક્ક સ્થાપિત થયા વગર તેમણે આપેલી સમ્મતિથી તેઓ બંધાતા નથી. કલકત્તા હાઇકોર્ટે પોતાના ઠરાવની મજબુતીમાં કાંઈ મુસલમાની કાયદાનો આધાર બતાવ્યો નથી, પણ મદ્રાસ હાઈકોર્ટે બતાવ્યો છે. તેઓએ હિદાયા (ભાગ ૪ પૃષ્ટ ૪૬૭) માંથી નીચે લખેલાં વાકય પોતાના ફેંસલામાં દાખલ કર્યા છે.

"વશિયતનામું કરનારની હયાતીમાં આપેલી તેઓની (વારસોની) સમ્મતિ ઉપર કાંઈ લક્ષ આપવામાં આવતું નથી, કારણ કે તેઓનો હક્ક સ્થાપિત થતા પેહેલાંની આ સમ્મતિ છે, માટે આ વશિયતનામું કરનારનું મરણ થએ તેઓ એ સમ્મતિ રદ ગણવાને મુખત્યાર છે, પણ જ્યારે

## નંબર ૬૮ સન ૧૮૬૬.

નિવેડાની તારીખ ૨૪ જુલાઇ સન ૧૮૬૬.

કોઈ ગુજરી ગએલી મુસલમાન ઓરતના વારસ તે ઓરતની મેહેરના લેહેણા રૂપૈયા લેવા દાવો કરે, તો વારસો લેવાના દાવાને મુદતના કાયદાનો જે નિયમ લાગુ છે તેજ નિયમ એવા દાવાને લાગુ પડે છે.

---

એ વાત બન્યા પછી ( એટલે વશિયતનામું કરનારના મરણ પછી ) સમ્મતિ આપી હોય તો જુદી વાત છે; કેમકે એ સમ્મતિ તેઓના હક્ક સ્થાપન થયા પછી આપેલી છે, તેથી ત્યાર પછી તેઓ તે રદ કરી શકતા નથી.

" તેઓ પોતાના ફેસલામાં એમ લખે છે કે વાયવ્યગુણાના પ્રાંતોની એક કોર્ટમાં એક ફેંસલો થયો છે, તેમાંથી એવો મત નિકળે છે કે વશિયતનામામાં વારસે સહી કરી હોય તો જોઈએ તેટલી સમ્મતિ મળી ચુકી, અને જો આ મત મુસલમાની કાયદાનો છે, એવું ગણવામાં આવ્યું હોય તો, એ મત દેશી અને યુરોપિયન તનેમ ગ્રંથકારોના મતથી ઉલટો છે, એવું કેહેવાને અમે આંચકો ખાતા નથી."

આ ઉપરથી તથા મુસલમાની કાયદાના મૃતદાન અને બક્ષીસ સબંધી નિયમ વિષે વિચાર કરતાં જણાય છે કે વશિયતનામું કરનારના મરણ પેહેલાં કોઈ વારસે આપેલી સમ્મતિ તે વારસ ઉપર બંધનકારક નથી. વશિયતનામું કરનારના મરણ પછી સમ્મતિ આપી હોય ત્યારેજ બંધનકારક છે.

## રાણીસાહેબની પ્રિવિકૌન્સિલના ફેસલા.[1]

### મુંબઈની સદરઆદાલતના ફેસલા ઉપર થએલી અપીલના કામમાં.

નિવેડાની તારીખ ૫ ફેબ્રુઅરી સન ૧૮૪૪.

એક મુસલમાને એક છોકરાને દત્તક લેઇ એવો ઠરાવ કર્યો હતો કે, "મ્હારી મીલકતનો વારસો" એને મળે. ઠરાવ કરવામાં આવ્યો કે આ દસ્તાવેજ બક્ષિસનામું અથવા વશિયતનામું ગમે તે રીતે ગણતાં મંજુર નથી.

### બંગાળાની સદરઅદાલતના ફેસલા ઉપર થએલી અપીલના કામમાં.

નિવેડાની તારીખ ૨ આગષ્ટ સન ૧૮૪૪.

મુસલમાની કાયદા પ્રમાણે કોઈ સ્ત્રી પુરૂષ જાણુ દંપતિ ભાવે રેહે, અને એ બાયડીથી થએલા છોકરા અથવા છોકરીનો પોતે બાપ છે એવું તે માણસ કબુલ કરે, તો લગન થયું છે અને તે છોકરો અથવા છોકરી ઔરસ છે એવું અનુમાન કરવામાં આવશે.

### બંગાળામાં અલ્હાબાદની સદરદિવાની અદાલતના ફેસલા ઉપર થએલી અપીલના કામમાં.

નિવેડાની તારીખ ૨૧ જુન સન ૧૮૫૧.

શિયા જાતના એક મુસલમાને પોતાની મિલકતના કુંક કરતાં

---

[1] હિંદુસ્તાનના કામના મૂર કત રીપોર્ટ ઉપરથી.

ઓછી મિલકતનું મ્હોડાના વસિઅતનામથી આપેલું. મૃતદાન મુસલમાની કાયદા પ્રમાણે મંજુર છે.

## વાવ્યખુણાના પ્રાંતની સદરદિવાંની અદાલતના ફેંસલા ઉપરની અપીલના કામમાં.

નિર્વેડાની તારીખ ૨૧ જુન સન ૧૮૬૫.

કોઇ ઓરત પોતાનો ધણી અને બે દીકરીઓ મુકીને મરી જાય, તો ધણીને $\frac{1}{4}$ મળે છે, અને બાકીના $\frac{3}{4}$ દીકરાઓને મળે છે. ૧

## કલકત્તાની સદરકોર્ટના ફેંસલા ઉપરની અપીલના કામમાં.

નિવેડાની તારીખ ૧૨ જુલાઇ સન ૧૮૬૧.

જો કોઇ ઓરત પોતાના ધણીને કાંઈ આપવું કહી પોતાની તલાક ખરીદ કરે, અને તલાક મળ્યા પછી જો ઠરાવેલા રૂપૈઆ ન આપે નહિ તો તે કારણથી તલાક રદ થઇ શકતી નથી.

---

૧. **ભાષાન્તરકર્યાનીટીપ**—આવે પ્રસંગે ધણીનો કાયદાસર હિસ્સો $\frac{1}{4}$ અને દીકરીઓનો હિસ્સો $\frac{2}{3}$ છે, તેથી તેમના હિસ્સા બાદ જતાં $\frac{1}{12}$ શેષધન રહ્યું; પણ શેષાધિકારી કોઈ નથી. માટે એ શેષધન પાછું કાયદાસર હિસ્સેદારો વચ્ચે વ્હેંચી આપવું જોઈએ. હવે ધણીને શેષધનમાંથી ભાગ મળતો નથી, તેથી દીકરીઓને એ $\frac{1}{12}$ ગયો.

૨. સધરલન્ડકૃત "વીકલી રીપોર્ટ", ઉપરથી.

## બીજી હાયકોર્ટોના બાબતવાર ઉપયોગી ફેસલા.

---

### અગ્રક્રિયાધિકાર ( સુફા ).

મુસલમાની કાયદા પ્રમાણે જે સખ્સની જમીનમાં થઇને વેચાણ કરવાની જમીનમાં પાણી લઇ જવાનો હક હોય, તે સખ્સનો અગ્રક્રિયાધિકારનો હક, ફક્ત પાડોશી હોવાથી એ હક માગનારમા કરતાં વિશેષ છે. ચાંદખાં વિ. નેત્તમખાં, ૩ એ. લૉ. રી. પ્ર. ૩૯૬.

અગ્રક્રિયાધિકારનો હક પ્રથમનું વેચાણ હિંદુ સાથે થયું હોય તો, મળી શકતો નથી. સેખ કદરાતુલા વિ. મહીની મોહનશીહ. ૪ એ. લૉ. રી. પ્ર. ૧૩૪ ફુ. એ.

તલબ–ઇશાદ અથવા અગ્રક્રિયાધિકારની રૂઇએ વેચાણ લેવા માગણી કરવી તે બને ત્યાં સુધી જાતે કરવી. ને પોતે જો વેગળો રેહેતો હોય ને જાતે આવવાની સવડ ન હોય, તો માગણી, મુખત્યાર, કાગળ, કે સંદેસા મારફત કરી શકાય. સૈયદ વાજીઅલીખાં વિ. લાલા હનુમાનપ્રસાદ. ૪ એ. લૉ. રી. પ્ર. ૧૩૯

અગ્રક્રિયાધિકારનો હક મેળવવાને વાસ્તે કાયદામાં કહેલી બદ્ધિ શરતો પળાવવી જોઈએ, અને તેમાંની એક શરત એ છે કે હક માગવાનો ઇરાદો વેચાણની વાત ખબર પડતાં શાક્ષીઓ સહિત તરત જાહેર કરવો જોઇએ. જહુસિંગ વિ. રાજકુમાર. ૪ એ. લૉ. રી. પ્ર. ૧૭૧

અગ્રક્રિયાધિકારની રૂઇએ વેચાણ રાખવાની માગણી કરવામાં જરી પણ ઢીલ કરી તો હક મળતો નથી. રામચરણ વિ.

નરખીર મહાતન, ૪ બેં. લૉ. રી. પ્ર. ૨૧૬), પણ તે માગણી કરતા પેહેલાં પોતાને મળેલી ખબર ખરી છે કે ખોટી તે નક્કી કરવાનું થોડો વખત લાગે તો, તેથી અગ્રક્રિયાધિકારનો હક્ક જતો નથી. સૈયદ અમજદ હુસેન વિ. ખસાસેન સાહુ. ૪ બેં લૉ. રી. પ્ર. ૨૦૩

વેચાણની ખબર પડતાંવારજ અગ્રક્રિયાધિકારનો હક્ક માગનારે માગણી કરવી જોઇએ. વેચાણની વાત ખબર પડ્યા પછી તકરારી મિલ્કતપર જઇને ત્યાં અગ્રક્રિયાધિકારના હક્કની માગણી જાહેર કીધી. તે કામમાં એવું ઠરાવવામાં આવ્યું કે એ ઢીલથી અગ્રક્રિયાધિકારનો હક્ક મળી શકે નહીં. રામચરણ વિ. નરખીર માતન. ૪ બેં. લૉ. રી. પ્ર. ૨૧૬.

બે પાડોશીમાંથી એક જણે પોતાની જમીન ત્રાહીતને વેચી, તેથી અગ્રક્રિયાધિકારનો હક્ક એક વખત ઉત્પન્ન થયો, તો પછી પ્રથમ થએલું વેચાણ પાછળથી રદ કરવાથી તે બંધ પડતો નથી. બાદુમહમદ વિ. રાધાચરણ બોલીઆ. ૪ બેં. લૉ. રી. પ્ર. ૨૧૯.

મુસલમાની કાયદા પ્રમાણે ગામ કે મ્હોટી જાગીરમાં અગ્રક્રિયાધિકારનો હક્ક સહભાગીદારને મળે છે, પણ પાડોશીને મળતો નથી. ચતરનાથ જહાં ઊર્ફે જંગા જહાંની અરજીના કામમાં, સેખ મહમદ હુસેન વિ. સોમ્રોસીનઅલી. ૬ બેં. લૉ. રી. પ્ર. ૪૧.

ગીરો છોડાવવાનો હક્ક હમેશને માટે રદ કરવવાના દાવામાં કબજો આપવાનું હુકમનામું થતા પેહેલાં ગીરો છોડાવવાની મુદત પૂરી થઇ ગઈ હોય, તોપણ અગ્રક્રિયાધિકારનો હક્ક ચાલી શકે છે. મુલામત તારાકુંવર વિ. મંગરી મીયાં. ૬ બે. લૉ. રી. પ્ર. ૧૭૪

અગ્રક્રિયાધિકારનો હક્ક પ્રાપ્ત થવા સારૂ તલબ-ઇશાદની વિધિ કરવામાં સાક્ષી તરીકે ત્રાહિત સખ્સોને ખરીદદારની રૂબરૂ અથવા તે વેચાણ કરવાની જમીન ઉપર, અથવા જો વેચનારના કબજામાં જમીન હોય તો તેની રૂબરૂ બોલાવી પોતાની સદરહુ જમીન વેચાતી લેવાની માગણી કહી સંભળાવવી, એ અવશ્યની વાત છે. ગોલકરામ દેવ વિ. બીંદ્રાબન દેવ. ૬ બેં. લાં. રી. પ્ર. ૧૬૫

અગ્રક્રિયાધિકારની રૂઇએ વેચાણ લેવાની માગણી કરવી તે પ્રથમના વેચાણ ખતમાં જેટલી જમીન વેચાણ કરવાનું લખ્યું હોય તે તમામ જમીન રાખવા માટે કરવી જોઇએ. તે જમીનનો થોડો ભાગ લેવા માગણી કરવી તે ગેરકાયદાસર છે. સેખ ઈઝાતુલ્લા વિ. સેખ ભિખારીમુલ્લા. ૬ બેં. લૉ. રી. પ્ર. ૩૮૬

અગ્રક્રિયાધિકારની રૂઇએ હક્ક ધરાવનાર સખ્સને વેચાણ આપવા કહ્યા છતાં તેણે રાખવા ના પાડવાથી ને તેની સમ્મતિથી બીજાને વેચાણ આપ્યું હોય તો, તે બીજા સખ્સની વિરૂદ્ધ તેને અગ્રક્રિયાધિકારનો હક્ક મળતો નથી. બ્રજકિશોર શર્મા વિ. કીર્તિચંદ શર્મા. ૭ બેં. લૉ. રી. પ્ર. ૧૯

જ્યાં ભાગીદારોનો વેહેંચણ કરવાનો ઇરાદો હોય અને ચુકથી અથવા અકસ્માતથી પુરી વેહેંચણ થઇ ન હોય, અને તેથી થોડો ભાગ વેંહેચણ કર્યા વગરનો રહ્યો હોય, એટલાજ ઉપરથી સહભાગીદાર તરીકે અગ્રક્રિયાધિકારનો હક્ક માગી શકાતો નથી, પણ જો મિલકતનો મ્હોટો ભાગ, જેવી કે દીવાલ, ઇરાદાપૂર્વક સાજીયારો રાખ્યો હોય તો, અગ્રક્રિયાધિકારની રૂઇએ હક્ક માગવાનો સહભાગીદાર તરીકે દાવો કરી શકાય. લાલા પ્રાગદત્ત વિ. સેખબંદી હુસેન. ૭ બેં. લૉ. રી. પ્ર. ૪૨

વેચાણ થયાની ખબર મળ્યા પછી એક દિવસની અંદર પોતાનો તે જમીન રાખવાનો ઈરાદો છે એવી માગણી કરી હોય, તો તેથી અગ્રક્રિયાધિકારનો હક્ક મળવાને જે તલબ-ઈશાદની વિધિ વખતસર કરવી પડે છે તે કરી એવું માનવાને કોર્ટ બંધાએલી નથી. કેટલા વખતની અંદર ઉપર કહેલી માગણી કરવી એ દરેક કેસની હકીકત જોઈ કોર્ટે ઠરાવવાને મુખત્યાર છે. મુસામત જમીલા વિ. લતીફ હુસેન. ૯ બેં. લૉ. રી. પ્ર. ૧૬૦.

તલબ-ઈશાદની વિધિ, જે અગ્રક્રિયાધિકાર મેળવવા કરવી પડે છે, તેને માટે વેચાણના રૂપીઆ પોતે આપી વેચેલી જમીન પોતે લેવા કબૂલ છે, એવી જે માગણી કરવાની તે અમુક શબ્દોમાં કરવી એ જરૂરનું નથી. રામદુલાર મીસર વિ. જુમકલાલ મીસર. ૮ બેં. લૉ. રી. પ્ર. ૪૫૦

જમીન ત્રાહિત સખ્સને ગીરો આપવાથી અગ્રક્રિયાધિકારનો હક્ક ઉત્પન્ન થતો નથી. પણ જ્યારે તે ગીરોરાખનાર તે જમીન છોડાવવાનો હક્ક અમુક મુદતમાં રૂપીયા ન આપે તો હમેશને માટે રદ કરવાનો દાવો આણે, ને તેમાં છોડાવવાનો હક્ક રદ થવાનો હુકમ થાય, ત્યારે પાડોશી અગર સહભાગીદાર અગ્રક્રિયાધિકારની રૂએ તે જમીન વેચાતી રાખવા દાવો કરી શકે. ગર્દીએલ મંદર વિ. રાજા ટેકનારાયણસિંગ. બેં. લૉ. રી. સપ્લિમેન્ટરી વાલ્યુમ પ્ર. ૧૬૬.

"મિલકત જપ્તિમાં હોય તેટલાજ કારણથી" તે મીલકત બાબત અગ્રક્રિયાધિકારનો દાવો બંધ પડે છે એમ સમજવું નહીં. ૧ નો. વે. પ્રા. ૩૫

મુસલમાની કાયદા પ્રમાણે જમીનનો માલીક તે જમીન ઉપર

બીજા કોઈનું ઘર હોય, તે અગ્રક્રિયાધિકારના હકકથી માગી શકે નહીં, કારણ કે ભોંયતળીયું ને ઉપરનું સ્થળ એ તદન જૂદી જૂદી મિલ્કતો છે. પે- ગસાદીલાલ વિ. સૈયદ ઈર્શાદઅલ્લી. ૨ નો. વે. પ્રા. હા. રી. પ્ર. ૧૦૦.

જે ઠેકાણે બે સહભાગીયા અને હિસ્સેદારો તથા ત્રાહીત માણ- સોએ મળી કાંઇ જમીન અગર ગામ વેચાણ લીધાં, તેમાં ઠર્યું છે કે તે તમામ લોકોને ત્રાહિત માફક ગણવા જોઇએ; ને વેચાણખતમાં નીચે દરેક જણનો કેટલો હિસ્સો ખરીદેલી મીલકતમાં છે એમ બતાવેલું હોય, તેથી તે કાંઈ પોતાના હિસ્સા રાખી શકતા નથી, પણ ખરીદેલી તમામ મિલકતને એ હકક લાગુ થાય છે. ૨ નો. વે. પ્રા. પ્ર. ૩૪૩.

અગ્રક્રિયાધિકારનો હક્ક શેહેરની અંદરની જમીન સબંધે મળે છે એટલુંજ નહીં, પણ શેહેર બાહાર ખેતીની જમીનના સબંધ માં પણ મળે છે. ધણી મિલ્કતોને લગતો કાંઈ ભાગ અથવા તે ઉપર- નાં ઝાડ અથવા તળાવ સુહીઆરાં હોય, તો તે મિલ્કતના સબંધમાં અગ્રક્રિયાધિકારનો હક્ક ઉત્પન્ન થાય છે. સેખ કરીમબક્ષ વિ. કમરૂદીન અહમદ. ૬ નો. વે. પ્રા. હા. રી. પ્ર. ૩૭૭

અગ્રક્રિયાધિકારનો હક્ક પ્રથમનું વેચાણ રાખનાર હિંદુ હોય તો ( વેચાણ આપનાર મુસલમાન ન હોય તોપણ ) ચાલી શકતો નથી. મોતીચંદ વિ. મહમદ હુસેનખાન. ૭ નો. વે. પ્રા. હા. રી. પ્ર. ૧૪૭.

શરેહ પ્રમાણે સાહેદી રૂબરૂ હક્ક બતાવવો તે દાવેદારે પોતે જાતેજ બતાવવો એમ જરૂર નથી, પણ પોતાના રીતસર બનાવેલા મુખ્તીયારથી પણ બતાવી શકાય. વી. રી. એસ. એમ. પ્ર. ૨૧૯

વાદીએ દાવામાં એવું માગેલું કે કીમતની તકરાર છે, માટે આ-

૨૦૦ રૂપીઆ સુધી હોય તો વેચાણ મને આપવું, તે ઠેકાણે અગ્રક્રિયાધિકારનો હક્ક જતો રહે છે, પણ એમ માગ્યું હોત કે જેટલી કીમત થાય તેટલી હું આપવા તૈયાર છું તો, હક્ક કાયમ રહેત. ૨ વી. રી. પ્ર. ૩૮

જ્યાં સુધી મીલકત છોડાવવાનો હક્ક ગીરોદારનો કાયમ છે, ત્યાં સુધી ગીરોમાં અગર શરતી વેચાણમાં અગ્રક્રિયાધિકાર ઉત્પન્ન થતો નથી. ૨ વી. રી. પ્ર. ૨૧૫

પોતાનો હક્ક છે એમ કહેવાની જે ક્રિયા છે તે વેચનાર અગર ખરીદ કરનાર રૂબરૂ અગર વેચાએલી જગો ઉપર થવી જોઇએ. ૬ વી. રી. પ્ર. ૧૭૩

ભાડવાતનો અગ્રક્રિયાધિકાર બાબતનો હક્ક નથી. ૮ વી. રી. પ્ર. ૪૩૭

જ્યાં સુધી વેચનારનો મીલકતમાંથી સંપૂર્ણ રીતે હક્ક ગયો નથી, ત્યાં સુધી અગ્રક્રિયાધિકારનો હક્ક ઉત્પન્ન થતો નથી. ૧૦ વી. રી. પ્ર. ૪૯

અગ્રક્રિયાધિકાર બાબતના દાવામાં હુકમનામાવાળો આટલી મુદતમાં રૂપીયા આપે તો તેનો હક્ક થાય, એવું ઠરાવવાને કોર્ટને અખત્યાર નથી. ૧૦ વી. રી. પ્ર. ૫૩.

જે માણસને અગ્રક્રિયાધિકારનો હક્ક હોય તે માણસે બે શરતો પુરી પાડવી જોઈએ. તેમાં એક તો એ કે એણે પોતાનો હક્ક બજાવવાનો ઈરાદો તુર્ત જાહેર પાડવો જોઇએ, તેનું નામ "તલબી-મોવાશીબત" અને તે શરત વેચાણની ખબર મળી કે વગર વીલંબ કરે અમલમાં લાવવી. બીજી શરત એ છે જે તેણે જેમ બને તેમ ત્યાર પછી જલદી કરી વેચનાર અથવા વેચાણ લેનાર પાસેથી એ મીલકત ઉપર જઇ માગણી કરવી, અને માગણી શાહેદોના વીદ્યમાન કરવી જોઇએ, તેને "તલબી-ઇશ્તી" શાહેદ કેહછે. ૧૦ વી. રી. પ્ર. ૧૧૯

કોર્ટથી લીલામ થઇ વેચાણ થાય, એ ઠેકાણે દરેક પાડોશી તથા ભાગીયાને માગણી કરવાનો લાગ મળે છે, એ કામને અગ્રક્રિયાધિકારનો હક્ક લાગુ પડતો નથી. ૧૦ વી. રી. પ્ર. ૧૬૫.

શરેહના શ્રેષ્ટ મત પ્રમાણે પાડોશીપણાથી જે અગ્રક્રિયાધિકારનો હક્ક ઉત્પન્ન થાય છે, તે ફક્ત ઘરો અને જમીનના ટુકડાનેજ લાગુ પડે છે. ૧૧ વી. રી. પ્ર. ૨૫૧

જે વાદીને અગ્રક્રિયાધિકારનો હક્ક છે તે વાદીને વેચનાર અને ખરીદ કરનાર વચ્ચે ઠરેલી કીંમત આપી આખી મીલકત લેવાનો હક્ક છે, પણ એમાં એવો બંદોબસ્ત કર્યો હોય કે એ જમીન ઉપર ગીરોના રૂપીયા દેવા હોય તે આપવા, માટે ખરીદદાર પાસે કીમતની થોડી રકમ રેહેવા દેવી તો, તે બાબતનો લાભ વાદીને મળી શકતો નથી. ૧૩ વી. રી. પ્ર. ૪૩૫

એક મ્હોટી મિલ્કતનો ભાગીયો હોય, તેને જ્યારે એજ મિલ્કતનો બીજો સહભાગીયો પોતાનો ભાગ ત્રાહિતને વેચે, ત્યારે અગ્રક્રિયાધિકારનો હક્ક ઉત્પન્ન થાયછે. ૧૪ વી. રી. એફ. બી. પ્ર. ૧.

જે માણસને અગ્રક્રિયાધિકારનો હક્ક બજાવવાની મરજી હોય, તેણે એ સોદાની તમામ મિલકતો ખરીદ કરવાનું માગવું જોઇએ; અગર પોતાનો દાવો બિલકુલ છોડી દેવો જોઇએ, પણ એનાથી ટુકડા થઈ શકે નહી. ૧૦ વી. રી. ૩૭૯ અને ૧૪ વી. રી. પ્ર. ૪૬૯

સરિયામ બાદશાહી રસ્તાને એ હક્ક લાગુ પડતો નથી. ૧૫ વી. રી. પ્ર. ૩૨૫

સાહેદોના રૂબરૂ જે તલબ-ઇશ્હાદની ક્રિયા કરવી તે તકરારી જગો જેના કબજામાં હોય તેના રૂબરૂ કરવી જોઇએ, પછી તે ગમે

તે વેચનાર હોય અગર ખરીદ કરનાર હોય. ૧૯ વી. રી. પ્ર. ૩૯

સહભાગીયાને શાફેશી કરતાં જાતે હક છે, અને જ્યારે પાંડોશી ખરીદદાર થયો હોય ત્યારે એ હક અમલમાં લાવતાં કાંઈ પણ હરકત નથી. ૧૬ વી. રી. પ્ર. ૧૦૮

જે ઠેકાણે મિલકત વેચતા પેહેલાં અગ્રક્રિયાધિકારવાળાને ખરીદ કરવા કહેલું ને, એણે નાં પાડેલી, તે ઠેકાણે એ હક પાછળથી માગી શકતો નથી. ૯ બં. લાં. રી. ૨૫૩; ૭ બં. લા. રી. ૧૯; ૧૫ વી. રી. ૨૪૭ અને ૧૮ વીં. રી. પ્ર. ૪૦૧

અગ્રક્રીયાધિકારનો હક મળવા માટે વેચાણનો કરાર સંપૂર્ણ થએલો જોઇએ. ૨૦ વીં. રી. પ્ર. ૨૧૬

જે ઠેકાણે વેચાણની વાતની દાવેદારને કેટલીક મુદતથી ખબર પડી છે, તે છતાં પોતાનો દાવો જાહેર કરતાં વાર લગાડે, તે ઠેકાણે અગ્રક્રિયાધિકારનો હક જતો રેહે છે. ૨૧ વી. રી. પ્ર. ૩૧૧

શરેહ પ્રમાણે કીમતના રૂપીયા દાવો કરતી વખત રજુ કરવા જોઇએ તેવી જરૂર નથી, પણ હુકમનામું થએથી રૂપીયા આપવા જોઇએ. ને પ્રથમ ખરીદ કરનારને રૂપીઆ ના મળે ત્યાં સુધી એ જમીન પોતાને તાબે રાખવી એવો હક છે. ૧૦ વી. રી. ૨૧૧; ૧૧ વી. રી. ૭૧-૨૭૫; ૨ વી. રી. ૧૦; ૨૨ વી. રી. પ્ર. ૪.

અગ્રક્રિયાધિકારની તકરારમાં કોર્ટે શરેહના ઠરાવ પ્રમાણે બરોબર ચાલવું જોઇએ. પોતે વ્યાજબી અને ન્યાયને અનુસરતું આવે એવું કરવાનું કામ નથી. ૨૨ વી. રી. પ્ર. ૪

એક સહભાગીયો ખરીદદાર થાય તેવો મુસલમાની શરેહમાં કાંઇ નિયમ નથી. લાલા નોબતલાલ વિ. લાલા જીવણલાલ. ઈ. લા. રી. ૪ ક. પ્ર. ૬૩૧.

તલબ-ઈશાદ અથવા સાક્ષીઓના અગાળ પોતાનો ખરીદવાનો ઈરાદો જાહેર કરવાની વિધિ અગ્રક્રિયાધિકારીની મરજીમાં આવે તો ખરીદદારને કબજો મળ્યો ન હોય છતાં, માત્ર તેનીજ હાજરીમાં કરે. જંગેર મહમદ વિ. મહમદ અર્જેદ. ઈ. લૉ. રી. ૫ ક. પ્ર. ૫૭૯.

અગ્રક્રિયાધિકારના દાવામાં જે મિલ્કતપર દાવો કરે છે, તે મિલ્કતની આપેલી ખરેખરી કીંમત આપવા માંડી હતી, એમ શાબીત કરવાની જરૂર નથી. જે માણુસ અગ્રક્રિયાધિકારનો દાવો કરતો હોય તે કેહે કે કોર્ટ જે કીંમત ઠરાવશે તે આપવાને હું તૈયાર છું તો બસ છે. સુન્નીશાળા સંપ્રદાય પ્રમાણે અનેક સહભાગીદારોમાંનો એક અથવા વધારે સખ્સ અગ્રક્રિયાધિકારનો હક્ક માગી શકે. નંદોપ્રસાદ ઠાકર વિ. ગોપાળ ઠાકર. ઇં. લૉ. રી. ૧૦ ક. પ્ર. ૧૦૮

અગ્રક્રિયાધિકારનો હક્ક ચાલી શકે તેટલા સારૂ તલબી-મોવાસીબતની વિધિ બરાબર રીતે થઈ જોઈએ, એ અવશ્યની વાત છે. જાફરખાન વિ. જબ્બરમીયાં, ઇં. લૉ. રી. ૧૦ ક. પ્ર. ૩૮૩

જ્યારે સફીલદાર હોવાને લીધે બે સખ્સને અગ્રક્રિયાધિકારનો સરખો હક્ક હોય, ત્યારે અડધી અડધી કીમત લઇને બેઉને અડધી અડધી મિલ્કત મળે છે. ખાનાકોરાન વિ. સીતારામ. ૨ ના. વે. પ્રૉ. હા. રી. ૨૫૭; નન્દો ઠાકર વિ. ગોપાળ ઠાકર. ઈં લૉ. રી. ૧૦ ક. પ્ર. ૧૦૦૮

મુસલમાની કાયદાના અગ્રક્રિયાધિકારના નિયમો લગાડીને એવું ઠરાવવામાં આવ્યું કે એક ગામનો સહભાગીદાર જેને તે ગામના ભાગના વેચાણમાં અગ્રક્રિયાધિકારનો હક્ક હોય, તે જો પોતાની સાથે એક ગ્રાહિત સખ્સનો એટલે જે સખ્સને એવો દાવો લાવવાનો

હક ન હોય, તેવાને એ હકના દાવો કરવામાં સામીલ કરે, તો તેનો હક જતો રેહે છે. ભવાનીપ્રસાદ વિ. દમરૂ. ઈ. લૉ. રી. ૫ મુ. ૧૯૭. હરજસ વિ. કનૈયા. ઈ. લૉ. રી. ૭ અ. ૧૧૮; સાલીગ્રામસિંગ વિ. રઘુવર દયાળ. ઈ. લૉ. રી. ૧૫ ક. પ્ર. ૨૨૪

જ્યારે કોઈ માણુસ અગ્રક્રિયાધિકારના હકનો દાવો કરતો હોય, અને તેણે તલબી–મવાસીબત સાક્ષીઓની રૂબરૂ કર્યું હોય, પણ વેચનારની અથવા ખરીદદારની રૂબરૂ અથવા તકરારી જગો ઉપર તે કર્યું ન હોય, તો તલબ–ઇશાદ કરતી વખતે તેણે તલબી–મવાશીબત કર્યું છે એમ જાહેર કરવાની તેને જરૂર છે, અને તેજ વખતે તેની શાખ પુરવાને શાક્ષીઓને તેણે કેહેવું જોઇએ. ઈ. લા. રી. ૧૭ ક. પ્ર. ૫૪૫.

વેચાણની વાત ખબર પડતાંજ તલબી–મોવાસીબત અથવા અગ્રક્રિયાધિકારના હકની તરત માગણી કરવી જોઇએ, નહીં તો હક જતો રેહે છે. વેચાણની ખબર પડ્યા પછી બાર કલાક લગીમાં ઉપર મુજબ માગણી નહીં કરવાથી વાદીનો હક રદ થયો. અલીમહમદ વિ. તાજમહમદ. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૨૮૩

અમુક મુદતમાં કીંમત આપવાની શરતથી વાદીને અગ્રક્રિયાધિકારના દાવામાં હુકમનામું આપી શકે, અને જો તે મુદતમાં વાદી કીંમત આપે નહીં, તો તેને તે હુકમનામાનો લાભ મળી શકતો નથી. સેખ ઇવાઝ વિ. મોકુનાબીબી. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૧૩૨; મહાબીરપ્રસાદ વિ. રૂબી દયાળ. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૨૯૧; હીંગનખાન વિ. ગંગાપ્રસાદ. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૨૯૩

મુસલમાની કાયદા મુજબ અગ્રક્રિયાધિકારનો હક માગનારે જે જે

કાયદા પ્રમાણે વિધી કરવી જોઇએ, તે તે માણસને બદલે તેનો મુખત્યાર અંગર કારભારી કરી શકે. અગર જો વેચાણ થયા અગાઉ ખરીદવાને ના પાડી હોય, પણ પોતાનો અગ્રક્રિયધિકારનો હક્ક વાસ્તવિક રીતે છોડી દીધો ન હોય, અને માત્ર તે મિલ્કતની ખરી કીમત બાબત તકરાર હોવાથીજ ખરીદવા ના કહી હોય તો, એવો માણસ અગ્રક્રિયાધિકારનો હક્ક તે મિલ્કતનું વેચાણ થયા બાદ માગી શકે. અબાદી બેગમ વિ૦ ઇનામ બેગમ. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૫૨૧.

ઠરાવવામાં આવ્યું કે જ્યાં હિંદુ વેચનાર હોય ત્યાં શરેહના આધારથી અગ્રક્રિયાધિકારના હક્કનો અમલ કરવાનો દાવો ચાલી શકતો નથી. ઠારકાંદાસ વિ. હુસેનબક્ષ. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૫૬૫

વિશેષ કરારથી મળેલા અગ્રક્રિયાધિકારના હક્કથી મુસલમાની કાયદા પ્રમાણેનો અગ્રક્રિયાધિકારનો હક્ક જતો નથી. ગરતીબઅલી વિ. અબદુલ હકીમ. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૫૬૭

અગ્રક્રિયાધિકારનો હક્ક મેળવવા સારૂ દાવો લાવ્યો, તેમાં વાદીએ કહ્યું કે વેચાણ ખતમાં લખેલી મિલકતની કીંમત ખરી નથી. ખરી કીંમત તો તેથી ઓછી છે, માટે તે ઓછી કીંમત અપાવી મને મિલ્કત અપાવો. પરંતુ એ દાવા અરજીમાં કોર્ટ જે કીંમત યોગ્ય ઠરાવશે તે આપવા હું રાજી છું એમ લખ્યું ન્હોતું. અંતે જે દિવશે ચુકાદો આપવાનો હતો તે દીવશે ઉપર મુજબ કીંમત આપવા ખુશી છું. એવી કોર્ટને વાદીએ અરજ કરી. ઠરાવ થયો કે દાવા અરજી સુધારવા દેવાને કોર્ટ બંધાએલી નથી. દુર્ગાપ્રસાદ વિ. નવાઝસઅલી. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૫૯૧

જમીનનો માલકી હક્ક વેચ્યા વગર તેનાપરનું ઘર વેચ્યું

હોય, ને તેમાં એવી શરત હોય કે તે ઘર જેવી રીતે ઉભું છે તેવું કે-હેવા દેઇ વેચનાર રેહેતો હતો તેવી રીતે તેમાં લોણે રેહેવું. અને વેચનાર જે હક્ક ભોગવતો હતો તે ખરીદદારે ભોગવવા, તો એવા ધ-રના સબંધમાં મુસલમાની કાયદા પ્રમાણે અગ્રક્રિયાધિકારનો દાવો ચાલી શકે છે. ઝહુર વિ. નુરઅલી. ઈ. લૉ. રી. ૨ અ. પ્ર. ૯૯.

અગ્રક્રિયાધિકારનો હક્ક ધરાવતો હોય એવા માણસને અ-મુક કીંમતે મિલ્કત વેચાતી લેવા કહ્યું હોય, અને તે કીંમત ખરી કીંમત કરતાં વધારે લાગવાથી શુદ્ધ બુદ્ધિથી તેમ માનીને ખરીદવા તેણે ના પાડી હોય તો, તેથી તેનો અગ્રક્રિયાધિકારનો હક્ક જતો નથી. લજ્જાપ્રસાદ વિ. દેબીપ્રસાદ. ઈ. લૉ. રી. ૩ અ. પ્ર. ૨૩૯

વાદીનો અગ્રક્રિયાધિકારનો હક્ક શાબીત થયા છતાં પ્રથમ કોર્ટે વાદીનો દાવો કાઢી નાંખ્યો, કારણ દાવા અરજીમાં બતાવેલી કીં-મતથી ખરી કીંમત ઘણી વધારે હતી, અને કોર્ટ જે કીંમત ખરી ઠ-રાવે તે આપવાને હું ખુશી અને તૈયાર છું એમ અરજીમાં જણાવ્યું ન્હોતું. અપીલકોર્ટે અમૂક મુદતમાં વાદીએ ખરી કીંમત આપવી એવી શરતે વાદીના લાભમાં હુકમનામું કીધું. આમાં હાથ ઘાલ-વાની જરૂર નથી એમ હાઈકોર્ટે પ્રતિવાદીની અપીલપરથી ઠરાવ્યું. નોબતસીંગ વિ. કિસનસીંગ. ઈ. લૉ. રી. ૩ અ. પ્ર. ૫૭૩

વેચાણના કરારથી જે લાભ ખરીદદારને મળે છે તે સઘળા અગ્રક્રિયાધિકારીને મળે છે. એક કામમાં મિલ્કતની અમૂક કીંમત ઠરા-વવામાં આવી. પાછળથી વેચનાર તથા ખરીદદાર વચ્ચે એવો કરાર થયો કે વેચાણ થતી વખત વેચનારનું અમૂક લ્હેણું હતું, તે ખરી-દદારે પોતાને સારૂ ઉઘરાવી લેવું. ખરીદદારે તે લેહેણું ઉઘરાવી લીધું.

તો અગ્રક્રિયાધિકારીને એ ઠરાવેલી લેહેણા પુરતા પૈસા અસલ ઠરાવેલી કીંમતમાંથી બાદ કરીને કીંમત આપવાનો હક્ક છે. તાજમલ હુસેન વિ. ઉદા. ઈ. લૉ. રી. ૩ અ. પ્ર. ૬૬૮

અગ્રક્રિયાધિકારના દાવામાં તા. ૧૨ મી ડીશંબર સન ૧૮૭૯ ને દિવશે થએલા હુકમનામામાં ફરમાવવામાં આવ્યું કે, જો વાદી ૩૦ દિવશમાં કીંમત આપે તો તેને કબજો અપાવવો, નહીં તો દાવો રદ સમજવો. તા. ૧૧ મી જાન્યુઆરીને દીવશે મુદત પુરી થઈ હતી, પણ તે દિવશે રવિવાર હોવાથી તા. ૧૨ મી જાન્યુઆરીએ વાદીએ કોર્ટમાં કીંમત આપી. ઠરાવ થયો કે જે દિવશે હુકમનામું થયું હોય તે દિવશ હિસાબમાં લેવાનો નથી, ને મુદતનો છેલ્લો દિવશ રવિવાર હોવાથી ગણવો ન જોઈએ, તેથી વાદીએ હુકમનામાની શરત પાળી છે. બેનીદીનરાય વિ. મહમદઅલી. ઈ. લૉ. રી. ૩ અ. પ્ર. ૮૫૦

અવિભક્ત જમીનદારી મહાલ જેનો વાસ્તવિક કબજો આપી શકાતો નથી, તેનું વેચાણ થયાને લીધે અગ્રક્રિયાધિકારના હક્કથી દાવો આણ્યો હોય, તો વેચાણખત નોંધાયાની તારીખથી મુદત ગણાશે. ઉકારદાસ વિ. નારાયન. ઈ. લૉ. રી. ૪ અ. પ્ર. ૨૪. ભોલી વિ. ઈમામઅલી. ઈ. લૉ. રી. ૪ અ. પ્ર. ૧૭૯.

મુસલમાનના વારસ તેની હયાતીમાં તેની મિલ્કતના સહ ભાગીદાર કહેવાય નહીં, તેથી જો કોઈ મુસલમાન પોતાની મિલ્કત વેચે તો તેના વારસ અગ્રક્રિયાધિકારનો દાવો આણી શકે નહીં. એક ધણીએ અવિભક્ત મિલ્કતમાંનો પોતીકો હિસ્સો પોતાની ઓરતને વેચ્યો. તે કામમાં ઠરાવ થયો કે, અગર જો ઓરત તેની એક વારસ છે છતાં પણ, એવા વેચાણના સબંધમાં તે અગ્રક્રિયાધિકારનો દાવો કરી શકે નહીં. શીદાઅલી વિ. મુઝફરઅલી. ઈ. લૉ. રી. ૫ અ. પ્ર. ૬૫

સ્થાનિક રિવાજ મુજબ તલબ-ઈસ્તીહાદ, એટલે શાક્ષીઓ બોલાવવાની જરૂર ન હોય, તો હિંદુઓ વચ્ચે થએલાં વેચાણમાં અગ્રક્રિયાધિકારના હક્ક માગનાર મુસલમાને તે કરવાની જરૂર નથી. અમીરહુસેન વિ. દૌલતરામ. ઈ. લૉ. રી. ૫ અ. પ્ર. ૬૧૦

અમૂક મુદતમાં દેવું ન પતાવે તો દેવા પેટે ગીરો મૂકેલી મિલ્કતનું વેચાણ સમજવું, એવી જ્યાં શરત હોય તેવી બાબતમાં અગ્રક્રિયાધિકારનો હક્ક માગનારે જ્યારથી વેચાણ ગણાય, તે દિવસે ગીરોનું જેટલું દેવું હોય, તેટલી રૂકમ તે મિલ્કતની કીંમત તરીકે આપવી જોઇએ. અશીકઅલી વિ. મથુરાં કુન્ડુ ઈ. લૉ. રી. ૬ અ. પ્ર. ૧૮૭.

જે મિલકતના સબંધમાં વાદીને અગ્રક્રિયાધિકારનો દાવો આણવાનો હક્ક હોય, તેનું વેચાણ થાય તે વખત એક વેચાણથી એક ત્રાહિત સખ્સને વેચેલી તમામ મિલકતનો દાવામાં સમાવેશ થવો જોઇએ. તમામ મિલકત બાબત વાદી દાવો ન લાવે તો તે ચાલી શકે નહીં. દુર્ગાપ્રસાદ વિ. મુનશી. ઈ. લૉ. રી. ૬ અ. પ્ર. ૪૨૩

બીજા અગ્રક્રિયાધિકારનો હક્ક ધરાવનારાઓએ અગાઉથી દાવો આણ્યો હોય, તોપણ પાછળથી દાવો આણનાર વેચાએલી મિલ્કતના ફકત એક ભાગ સારૂ દાવો લાવી શકે નહીં. હુલાસી વિ. શિવપ્રસાદ. ઈ. લૉ. રી. ૬ અ. પ્ર. ૪૫૫

અગ્રક્રિયાધિકારનો દાવો લાવનાર વાદીએ જાહેર કર્યું કે વેચાણનો ખરો મ્હોબદલો વેચાણખતમાં બતાવેલા કરતાં ઓછો છે. કામ ચાલતા માલમ પડયું કે વેચાણ થવાની બાબત વાદીને ખબર પડવા છતાં તેણે વેચનારને પોતાનો ઇરાદો જણાવ્યો નહીં, તેમજ તેણે તેને જણાવ્યું નહીં કે હું મ્હારો અગ્રક્રિયાધિકારનો હક્ક માગું

યું, પણ ખતમાં લખેલી કીંમત ખરી કરતાં વધારે હોવાથી આપવા ખુશી નથી. ઠરાવ થયો કે વાદીએ મૂગા રહેવાને બદલે વેચનારને કહેવું જોઈતું હતું કે યોગ્ય મુદતમાં તેની કીંમત આપી હું તે મિલ્કત લેવા ખુશી છું. તેમ નહીં કરવાથી વાદીએ પોતાનો હક ખોયો છે. ભૈરોનસિંગ વિ. લાલજન. ઈ. લૉ. રી. ૭ અ. પ્ર. ૨૩

એક ગામનો એક તૃત્યાંશ ભાગ વેચાયા બાદ તે છૂટો પાડી આપવા બાબત ખરીદદારે અરજી કરી. એક સહભાગીદાર જેને એ વેચાણના સબંધમાં અગ્રક્રિયાધિકારનો હક હતો તેણે આ અરજી સામે કાંઈ વાંધો લીધો નહીં, ને ભાગ છૂટા પાડી આપવામાં આવ્યા, ત્યાર પછી તે સહભાગીદારે અગ્રક્રિયાધિકારનો દાવો આણ્યો. ઠરાવ થયો કે સહભાગીદારની વર્તણુંક એવી હોતી કે જેથી તેને પ્રતિબંધ થાય, અગર પોતાનો હક તેણે છોડી દીધો એમ ગણાય. ભીમનસિંગ વિ. જમાલુદ્દીન. ઇ. લૉ. રી. ૭ અ. પ્ર. ૪૪૨

અગ્રક્રિયાધિકારનો દાવો કરવામાં આવેલો, તેમાં અગ્રક્રિયાધિકાર બાબત ખરી રીતે અમુક જીલ્લામાં ચાલતો રીવાજ કેવો છે તે બતાવવાને કાંઈ પુરાવ નથી. વાદીએ મુશલમાની શરેહ પ્રમાણે તુરત અને મંજુર રાખે તેવી માગણી કરેલી હતી, અગર તે પ્રમાણે ચાલવામાંથી તે છુટો થાય એવો કાંઈ રીવાજ છે, અગર કબાલા પ્રમાણેની કીમત આપવાને તે કોઈ વખતે ખુશી હતો એવું બતાવવાને પણ કાંઈ પુરાવ નથી. તેમાં ઠરાવવામાં આવ્યું કે મુસલમાની શરેહ પ્રમાણે અગ્રક્રિયાધિકારના નિયમથી જુદો ખાસ રીવાજ છે, અગર તેના સરખો છે એવો જ્યાં સુધી પુરાવો ન હોય ત્યાં સુધી તે શરેહ લાગુ કરવી જોઇએ, અને ઉપર કહેલી હકીકત પ્રમાણે દાવો નિષ્ફળ થાય છે, માટે તે કાહાડી નાંખવો જોઇએ. ઈ. લૉ. રી. ૯ અ. પ્ર. ૫૧૩

મીલકત ઉપર વાજીબુલઅર્જ પ્રમાણે બે જણનો અગ્રક્રિયાધિકારનો હક્ક સરખો હોય, ને વાજીબુલઅર્જ પ્રમાણે કાંઇ વિરૂદ્ધ ઠરાવ ના હોય તો, શરેહના ધારા પ્રમાણે ચાલવું જોઇએ, અને જો કે કોર્ટના હુકમનામાથી તે મીલકત બન્ને વચે વેહેચાઇ શકે તેવી હોય તોપણ કોર્ટે એટલી સંભાળ રાખવી જોઇએ કે તે બન્નેએ તે આખો ભાગ ખરીદ કરવો જોઇએ, અને જો તેમ કરવામાં એક જણ ચુક કરે તો, બીજો તે ખરીદ કરે, અને જો એમ ન થાય તો તેજ મીલકત બાબત દાવા કરવામાં આવ્યા હતા તેમાં કાંઇ પણ તેઓને મળવું જોઇએ નહી. ઇ. લૉ. રી. ૧૦ અ. પ્ર. ૧૮૨

જે જમીનની માલકીથી અગ્રક્રિયાધિકારનો હક્ક ઉત્પન્ન થાય છે તે જમીન ઉપર તે હક્ક ધરાવનારનો પૂર્ણ માલકીપણાનો હક્ક હોવો જોઇએ. વારસો મળવાનો હોય કે અમૂક વાત બન્યા પછી હક્ક મળવાનો હોય, કે પૂર્ણ માલકીથી ઓછો હક્ક હોય તો, અગ્રક્રિયાધિકાર મળી શકતો નથી. શકીનાબીબી વિ. અમીરન. ઇ. લૉ. રી. ૧૦ અ. પ્ર. ૪૭૨

વેચાણ થયાનું જાણ્યા પછી અગ્રક્રિયાધિકારનો હક્ક માગવામાં ઢીલ કરી હોય, તો તે ખરીદ કરવાને ના પાડ્યા બરાબર છે. ખરીદ કરવાની માગણી કરવી તે એટલી મિલ્કતનું વેચાણ થયું હોય તેટલી તમામ મિલ્કત વેચાણ રાખવા કરવી જોઇએ. તેથી એક ભાગ ખરીદ કરવામાં ઢીલ અગર બીજી કસુરથી વાંધો આવતો હોય, તો તે મિલકતના બીજા ભાગ સબંધી પણ અગ્રક્રિયાધિકારનો હક્ક મળી શકતો નથી. મહમદ વિલાયતઅલી વિ. અબદુલ રબ. ઇ. લૉ. રી. ૧૧ અ. પ્ર. ૧૦૯.

## અવિભક્ત કુટંબ.

મુસલમાન કુટુંબના કર્તા (કારભારી)એ અવિભક્ત મિલ્કતમાં કરેલો વધારો, પુરાવાની ગેરહાજરીમાં, અવિભક્ત મિલ્કતવડે થએલો છે એવું અનુમાન થશે, અને તે તે કુટુંબના સઘળા હક્કદાર ભાગીદારોના લાભમે સારૂ છે. વેલઇ મીર રવુતન વિ. મીર મોઇદીન રવુતન. ૨ મ. હા. રી. પ્ર. ૪૧૪.

મુસલમાન કુટુંબના માણસો સાથે રેહે અને ખાય પીએ, તેથી હિંદુ ધર્મશાસ્ત્રમાં જેને 'અવિભક્ત કુટુંબ' કહે છે, તે અર્થમાં તેઓનું અવિભક્ત કુટુંબ કેહેવાય નહીં. હિંદુ ધર્મશાસ્ત્રની માફક મુસલમાની કાયદામાં કુટુંબના પ્રત્યેક માણસે મેળવેલી મિલ્કત એકત્ર કુટુંબના લાભને સારૂ છે, એવું અનુમાન થતું નથી. હકીમખાન વિ. ગુલખાન. ઈ. લા. રી. ૮ ક. પ્ર. ૮૨૬

કયાનેરી મુસલમાનો જે નાવાતો કેહેવાય છે, તે વર્ગની, ઉમરવાળી ઘોસા ઓરતે વાદીને મીલકતનો અવિભક્ત હિસ્સો વેચાણ આપેલો, તેની વેંહેચણ કરી કબજો લેવાને દાવો કરેલો છે. જે મીલકત વેચવામાં આવી છે તે વેચનાર સ્ત્રીના બાપ, ભાઈ અને બેહેન જે મરણ પામેલાં છે તેમના વારસ તરીકેના હિસ્સાની છે, પરંતુ એમ માલમ પડયું છે કે સન ૧૮૫૬ની શાલ સુધી તે કુટુંબની મીલકત તે કુટંબના વહિવટ કરનાર એકજ પુરૂષના કબજામાં હતી. તેમાં ઠરાવ્યું કે વાદીને કરી આપેલું વેચાણ શુદ્ધબુદ્ધિથી કરી આપવામાં આવ્યું છે, અને તેથી જે વ્યવહાર બાબત પુરાવ થયો છે તે ખરો અને શુદ્ધબુદ્ધિનો છે એમ સાબેત કરેલું છે, માટે તે વેચાણ અમલમાં લાવવા લાયક છે. ઇ. લા. રી. ૧૧ મ. પૃ. ૩૮

(કબજો અને હવાલો.)

ફોજદારી કોર્ટ સ્થાવર મિલકતનો કબજો અપાવવા હુકમ કરે તેથી તે મિલકતપર હક્ક થતો નથી; તે હુકમથી માત્ર તે કબજો જોર જુલમથી પાછો લઇ શકાતો નથી. કાદરબક્ષખાન વિ. મસ્સામત ફ્રસલુન્નિસા અને મોબારિકન્નિસા. ૫ મુસ. ઈ. અ. પ્ર. ૪૧૩.

કબજે લેવી-આયડી-મેહેર. જુઓ મેહેર, પ્ર. ૯, ૧૧, ૧૨, ૧૪; જુઓ લગ્ન ૩, ૫, ૬, ૮.

**સીયા** લોકોમાં ૭ વર્ષની છોડી થાય ત્યાં સુધી તેનો હવાલો તથા કબજો તેની માતી પાસે રેહવો જોઇએ. ૨ વી. રી. ૭૬. છોડી ગમેતો પરણાવેલી હોય તોપણ ઉમરે પોંહોચે ત્યાં સુધી તેનો હવાલો રાખવાને માનો હક્ક છે. ૫ બે. લા. રી. પ્ર. ૫૫૭

શરેહ પ્રમાણે સગીર છોકરો ૭ વર્ષનો થાય ત્યાં સુધી તેનો હવાલો મા પાસે રાખવાનો હક્ક છે. ૧૧ વી. રી. પ્ર. ૨૯૭

બીજા બધા આદમીઓ કરતાં ન્હાના છોકરાઓનો હવાલો તે ઉમરે પોંહોચે ત્યાં સુધી રાખવાનો માને શ્રેષ્ટ હક્ક છે. પણ જો તે નાહીત અજાણ્યા સાથે પરણે તો તેનો હક્ક બાતલ થઇ જાય છે. ૨૦ વી. રી. પ્ર. ૪૨૧

મુસલમાનોના વેચાણ વિશે હિંદુશાસ્ત્ર પ્રમાણે નથી. શરેહ પ્રમાણે ત્રીજા પક્ષકાર વિરૂદ્ધ વેચાણ મંજુર છે. પછી ગમે તો વેચાણ કરતી વખત વેચનારનો વેચેલી મીલકતનો કબજો ન હોય, તોપણ હરકત નહી. આદમખાન વિ. અલ્લારખી. ઈ. લા. રી. ૬ મું. પ્ર. ૬૪૫

એક મુસલમાન બાપે પોતાનાં બે ન્હાની ઉમરનાં છોકરાં કે જે એક ૧૨ વર્ષનું અને બીજું ૯ વર્ષનું હતું, તેઓનો તેણીની મા પાસેથી કબજો લેવાને સન ૧૮૩૧ ના આકટ ૯ માની કલમ ૧ લી પ્રમાણે અરજી કરી. આ અરજી જીલ્લા જડજે રદ કરી, તે ઉપર અપીલ કરી. તેમાં એવી હરકત લેવામાં આવી કે સદરહુ આકટની કલમ ૫ ના હેતુ પ્રમાણે હુકમનામા ઉપરથી અપીલ હોય તે પ્રમાણે તે અપીલ કરવી જોઇએ, માટે રેગ્યુલર અપીલને જે નિયમો લાગુ થાય તે પ્રમાણે તે થવી જોઇએ. તેમાં હાયકોર્ટે ઠરાવ્યું કે જે હરકત લેવામાં આવી છે તે ઘણી સાંકીત છે, તે કામમાં ઠરાવ દાખલ થએલો છે, માટે હરકત નામંજુર કરીને બાપને કબજે છોકરાં અપાવવાનો હુકમ કરયો. ઈ. લા. રી. ૮ અ. પ્ર. ૩૨૨

---

## કરાર.

મુસલમાની કાયદા પ્રમાણે એક સખ્સે બીજાને કાંઇ વાર્ષિક રકમ આપવાનો લેખી કરાર કર્યો હોય, ને તે દસ્તાવેજ ઉપર સહી કરી રજીસ્ટર કરાવ્યો હોય, તોપણ તે કરાર કરવાને કાંઇ મ્હોબદલો આપ્યો ન હોય તો, તે રદ છે. એવા કરારને માટે પિત્રાઇ ભાઇનું સગપણ પુરતો મ્હોબદલો નથી. વાર્ષિક રકમ આપવા સારૂ કરારના લેખમાં લખેલા મ્હોબદલાથી જુદો મ્હોબદલો છે, એવો મ્હોડાનો પુરાવો આપી શકાય નહીં. ન્જફરઅલી નિઝામઅલી વિ. અહમદઅલી ઇમામ હૈદરબક્ષ. ૫ મું. હા. રી. ઑ. સી. પ્ર. ૩૭

## ખોરાકી પોશાકી.

મુસલમાન ધણીને તેની સ્ત્રીને ખોરાકીપોશાકી બદલ "દર મહીને અમુક રકમ આપવાનો માજીસ્ટ્રેટ હુકમ કરે" તો, તેથી પોતાની સ્ત્રીને તલાક આપવાનો પોતાનો હક જતો નથી. અને આવી તલાક આપ્યા પછી માજીસ્ટ્રેટના હુકમનો અમલ થઈ શકે નહીં. ઇમરે કાશમ પીરભાઈ ૮ મું. હા. રી. ક્રિ. કે. પ્ર. ૯૫

ખોરાકીપોશાકી હુકમનામાની તારીખથીજ આપવી. લગ્ન સંબંધ જારી રેહે ત્યાં સુધીને માટેજ ખોરાકીપોશાકીનો હુકમ કરવો, અને વાદીની જીંદગી પર્યંતનો હુકમ કરવો નહીં. અબદુલ ફતેહ મોલવી વિ. ઝબુનિસાં ખાતુન. ઈં. લૉ. રી. ૬ ક. પ્ર. ૬૩૧.

ખોરાકીપોશાકી કેટલી અપાવવી તેનો આધાર ધણીની સ્થીતી ઉપર છે. કુટુંબના અંગભુતો એકઠા રેહેતા હોય, તોપણ હિંદુશાસ્ત્ર પ્રમાણે બધાઓ મજીઆરે છે, અને પેદાશ મજીયારી છે એમ અનુમાન થતું નથી. ઈં. લા. રી. ૮ ક. પ્ર. ૮૨૬

## ગુમ થએલો માણસ.

એક ખોવાઈ ગએલા માંણસના વારસોએ દાવો કર્યો, કે ગુમ થએલા માણસની મીલકતનો અમારો હિસ્સો અમને છેવટ મળવાનો, માટે તે સંઘરી રાખવા માટે અમને અનામત કબજે અપાવો, તે કામમાં કોર્ટે ઠરાવ્યું કે શરેહ પ્રમાણે એ માંણસનું ખરેખરૂં અથવા કાયદાસર મૃત્યુ થયું નથી, ત્યાં સુધી એની મીલકત વેંહેચી લેવાનો એના વારસોનો હક્ક નથી. ૧૪ વી રી. પ્ર.૨૧૬

મુસલમાની કાયદા મુજબ ગુમ થએલા માણસના જન્મથી ૯૦ વર્ષ પુરાં થયાં ન હોય તો, તેના વારસાનો ભાગ લેવા સારૂ દાવો આણી શકાય નહીં. પરંતુ એ મુદત પુરી થાય અગર તે સખસના મોતની વાત શાબીત થાય ત્યાં લગી તે મિલકતની વેંહેચણ થઇ શકે નહીં, હસનઅલ્લી વિ. મેહેરબાન. ઈ. લૉ. રી. ૨ અ: પ્ર. ૬૨૫

૨. જે મુસલમાન સાત વર્ષ ઉપરાંત ગુમ થએો હોય તેની બાબતમાં પુરાવાના કાયદાની કલમ ૧૦૮ લાગુ પડે છે. સન ૧૮૭૧ ના ૬ ઠા આકટ [બેંગાળ સિવિલકોર્ટ આકટ) ની કલમ ૨૪ મી મુજબ જો કામમાં ગુમ થએલા માંણસના મોતનો સવાલ ઉત્પન્ન થાય તો, તે વેળા મુસલમાની કાયદો લાગુ પડે છે. મઝરઅલ્લી વિ. બુધસંગ. ઈ. લૉ. રી. ૭ અ. પ્ર. ૨૯૭. જુઓ વારસો પ્ર. ૧૨, ૧૩.

## તલાક ઇયાને છેડાછુટકો.

છેડાછુટકાની બાબતમાં લેખ હોવાની જરૂર નથી, તોપણ જ્યાં પક્ષકારો કુળવાન અને પૈસાદાર હોય, તથા લગ્ન સબંધથી મીલકત ને. અગત્યની શરતો હોય, તે ઠેકાણે પોતપોતાના બચાવ અર્થે લેખ કરયો હશે એમ ધારવામાં આવે. ૮ વી. રી. પ્રી. કૌ. પ્ર. ૨૧૪

એક છેડા છુટકાના લેખ ઉપર ધણીએ ઓરતના બાપના રૂબરૂ સહી કરી તઇયાર કરેલો, પણ તે ઓરત રૂબરૂ સહી કરેલી નહી, તે છતાં તે કાયદાસર રીતે મજબુત ગણ્યોં છે. ૮ વી. રી. પ્ર. ૨૩

ધમકી આપ્યાથી દેહેસત ખાઇ છેડાછુટકો કરયો હોય, તોપણ તે શરેહ પ્રમાણે કાંયદાસર રીતે મંજબુત ગણાય છે. ૧૨ વી. રી. ૪૬૦

"એક ધણીએ પોતાની ઓરત "સાથે એવો કરાર કરયો કે જો ત્હારા જીવતાં હું બીજી ઓરત ત્હારા કહ્યા વિના પરણું તો ત્હારે મ્હારે છેડાછુટકો થાય—એ કામમાં લેણીને કહ્યા વગર ધણી બીજી ઓરત પરણ્યાનું શાબેત થયું, તોપણ કરાર મંજુર ગણી ઠરાવ્યું કે ઓરતને છેડાછુટકો લેવાનો હક છે. ૧૫ વી. રી. પ્ર. ૫૫૫

શરેહ પ્રમાણે ધણી પોતાની ઓરતને કેહે કે, ત્હારી મરજીમાં આવે તો તું છેડાછુટકો લે, તે ઉપર તેણે તે વાત કબુલ કરી, તો તે છેડાછુટકો ધણીને બંધન કર્તા છે. ૧૬ વી. રી. પ્ર. ૨૬૦

ધમકીને લીધે આપેલી તલાક પણ બંધનકારક છે. ઈબ્રાહીમ મુલ્લાં વિ. ઈનાયતંર રેહેમાન. ૪ બં. લૉ. રી. પ્ર. ૧૩

'જો કોઇ મુસલમાને, 'પોતાની ઓરત સાથે એવો કરાર કર્યો હોય, કે હું ત્હારી હયાતીમાં ત્હારી કબુલત વગર બીજી ઓરત કરૂં તો તને તલાક માગવાનો હક છે, તો તે કરાર અમલમાં આણી શકાય

છે. બદરૂન્નિસા બીબી વિ. મરીઅનલ્લા. ૭ બેં. લૉ. રી. પ્ર. ૪૪૨

મુસલમાની કાયદા મુજબ ઓરતને છેડો ફાડી આપવાની બે રીત છે—તલાક અગર ખૂલા. તલાક એ ધણીનું મનસ્વી કૃત્ય હોય છે, અને તે કારણસર કે કારણ વગર પોતાની ઓરતને નાકબૂલ કરે છે; પણ આમાં ઓરતની મેહેર અથવા દીનમ્હોર અને તેનાં ઘરેણાં પાછાં આપવાં પડે છે.

ખૂલા, સ્ત્રીની સમ્મતિથી અને તેના કહેવાથી થાય છે. આ પ્રકારમાં લગ્નના બંધનમાંથી મુક્ત થવા સારૂ સ્ત્રી પોતાના ધણીને કાંઇ મ્હોંબદલો આપે છે અગર આપવાને બંધાય છે. જો તે ન આપે તો તેથી હુકમનામું રદ થતું નથી. તલાક ધણીના એક વખત કહેવાથી પૂર્ણ અને ફરી ન શકે એવી થતી નથી, પણ ખૂલામાં તો ધણી પોતાની સ્ત્રીને ઇનકાર કરે અને તેઓ છૂટાં પડે તેજ ક્ષણથી પૂર્ણ અને ફેરવી ન શકાય એવી ફારગતી થાય છે.

એક સ્ત્રીએ પોતાના ધણીપર તલાક આપ્યાથી દીનમ્હોર મેળવવા દાવો આણ્યો. દાવા અરજીમાં સ્ત્રીએ જાહેર કર્યું કે મને તલાક આપી છે, અને મ્હારા ધણીએ જોર જુલમથી અને કપટથી દીનમ્હોરની માફી અને ખૂલાનામું લખાવી લીધાં છે. ધણીએ તલાક આપ્યાનો ઈનકાર કરી ઉપલ્યા બે દસ્તાવેજ રજુ કીધા. ઠરાવ થયો કે એ દસ્તાવેજ જોર જુલમથી અને દબાણથી મેળવેલા હોવાને લીધે સ્ત્રીનો દાવો ચાલવાને હરકત નથી. પુરાવાથી તલાક આપ્યાની વાત શાબીત થઇ છે, અને વાદીઅણને દીનમ્હોર લેવાનો હક છે. મુનશી અબ્દુલ–ઉલ–રહીમ વિ. લતી ફુન્નિસા. ૮ મુસં. ઈ. આ. પ્ર. ૩૭૯

એક માણસ ગામ ગયો ત્યાં ખબર મળી કે પોતાની વહુ જે

પોતાને ઘેર રહેલી તે બદચાલથી વર્તે છે. તે ઉપરથી પોતે તે ગામના કાજી પાસે ગયો, ને ત્યાંહાં એક છેડાછુટકો આપ્યો છે એવા મતલબનો લેખ કર્યો, તે પોતાની ઔરી ઉપર પત્ર તરીકે કરયો, જે ત્રણવાર મ્હોડેથી કાજી રૂબરૂ છેડાછુટકાના શબ્દો બોલ્યો—વળી એણે એવું પણ કહેલું કે એ પત્ર પોતાની વહુને મોકલ્યો, પણ તે તેને પોહોંચ્યાનો પુરાવ ન્હોતો, તે વિશે ઠર્યું કે શરેહ પ્રમાણે એ મજકુર છેડાછુટકો જણાય—અને જે શબ્દો બોલવાનો ઇરાદો છે તે એકજ વાકયમાં સમાવી દેવાથી છેડાછુટકાના ખરાપણાને હરકત લાગતી નથી, માટે તે મંજુર છે. ૬ મ. હા. રી. પ્ર. ૪૫૨.

કોઇપણ માણસને સંબોધ્યા વગર ધણીએ 'તલાક' શબ્દ માત્ર ત્રણવાર ઉચ્ચારવાથીજ કાયદેસર તલાક થતી નથી. તેજ પ્રમાણે જે સ્ત્રી 'પોતાની ખરેખરી ઓરત' છે તેના આગળ યોગ્ય રીતે 'તલાક' બોલવાથી તે લગ્ન રદ થાય છે. પછી 'તલાક' બોલતી વખત તે એમ ધારતો હોય કે તે સ્ત્રી મ્હારી ઓરત નથી તોપણ. ફરઝ હુસેન વિ. જાનબીબી. ઈ. લૉ. રી. ૪ ક. પ્ર. ૫૮૮

મુસલમાની કાયદા મુજબ જે રીતે ધણી સ્ત્રીને તલાક આપો શકે છે, તેજ રીતે પોતાને તલાક આપવા સારૂ ધણી પોતાની સ્ત્રીને સત્તા આપી શકે છે. હમીદુલ્લા વિ. ફૈઝુન્નિસા. ઇ. લૉ. રી. ૮ ક. પ્ર. ૩૨૭

એક મુસલમાન સ્ત્રીએ અમુક કારણોને લીધે પોતાના ધણી પાસેથી તલાક મેળવવા દાવો કીધો, તે કારણો તેનાથી શાબીત થઇ શક્યાં નહીં, પણ કોર્ટની સૂચનાથી કાજી જે શરતો નક્કી કરે તે શરતો પ્રમાણે ખુલ્લી તલાક આપવા ધણીએ કબૂલ કર્યું. કોર્ટે દાવો

નહીં કહી નાંખતાં, ઉપર પ્રમાણે ખુલી તલાક આપવાની સૂચના કીધી, તેમાં કોર્ટનું કૃત્ય ગેરવ્યાજબી નથી. ખુલી તલાક ફરજ પાડવાથી આપી હોય તોપણ કાયદેસર છે. વી. વી. ઇસ્માલ વિ. એ. બેયા કુત્તી અમ્મા. ઈ. લૉ. રી. ૨ મ. પ્ર. ૩૪૭

તલાક આપવાને અમુક શબ્દ વાપરવાની જરૂર નથી, પણ તે આપવાનો ઇરાદો જણાય એવા શબ્દ વાપર્યા હોય તો બસ છે. વળી એવા શબ્દ ત્રણ વખત વાપરવાની જરૂર નથી. ત્રણ વખત એવા શબ્દ બોલવાથી તલાક ફેરવી ન શકાય એવી થાય છે. જો ત્રણ વખત એવા શબ્દ વાપર્યા ન હોય તો તલાકને ફેરવી ન શકાય એવી કરવાને ઇદ્દતની મુદત પૂરી થતાં સુધી તે શબ્દ પાછા ખેંચી લેવા ન જોઇએ. ઇબ્રાહીમ વિ. સૈયદ બીબી. ઈ. લૉ. રી. ૧૨ મ. પ્ર. ૬૩

ધણીની મરજી વિરૂદ્ધ એક સ્ત્રી પોતાને પીહેર જવા માગતી હતી. તે વેળા ધણીએ કહ્યું કે 'જો તું પીહેર જઇશ તો તું મ્હારા કાકાની દીકરી બરાબર છે;' એવા હેતુથી કે તું જો પીહેર જઇશ તો હું તને મ્હારી સ્ત્રી તરીકે ગણીશ નહીં. આ કામમાં એવો ઠરાવ થયો કે ધણીએ પોતાની સ્ત્રીને કહેલા શબ્દ ઇરાદા પૂર્વક વાપરેલા હોવાથી, જો તે મુસલમાની કાયદામાં કહેલી મુદતમાં પાછા ખેંચી લેવામાં ન આવે તો, તેથી ફેરવી ન શકાય એવી તલાક મળે છે. અને વળી તલાક ફેરવી ન શકાય તેવી થવાથી અને પક્ષકારો સુન્ની હોવાથી ધણીને પોતાની સગીર દીકરી સ્ત્રીધર્મમાં આવતાં લગી તેની રક્ષાનો હક નથી. હમીદઅલી વિ. ઇમ્તીઆઝાન. ઈ. લૉ. રી. ૨ અ. પ્ર. ૭૧

## દીકરા, માની લીધેલા.

(જુઓ વારસો.)

નિરંતર ધણી ધણીયાણી તરીકે સાથે રેહેવાથી અને દીકરા તરીકે અંગીકાર કરવાથી લગ્ન અને ઔરસપણું સ્થાપિત થાય છે. આજાહિ દાજત ઓલીલ વિ. રાયજાન ખારૂમ. ૩ મુર્સ. ઇ. અ. ૨૯૫, મહમદ બાકર હુસેનખાન વિ. શરફુન્નિસા બેગમ ૮ મુર્સ. ઇ. અ. ૧૩૬. સમસુન્નિસાખાન વિ. રાય જાનખાન. ૬ વી. રી. પી. સી. પ્ર.૫૨

મુસલમાની કાયદા મુજબ લગન સબંધ જારી હોય, તે અરસામાં જન્મેલું છોકરૂં ધણીનું ગણાય છે. લગ્ન થયા અવલ જે બાળક અવતર્યું હોય તે લગ્ન વગર જન્મેલા છોકરાંની માફક, જો બાપ પોતાના છોકરાં તરીક અંગીકાર ન કરે તો અનૌરસ છે. એકવાર અંગીકાર કર્યા પછી બાપ ઇનકાર કરે તો ચાલે નહીં. અશફઉદૌલા અહમદહુસેનખાન બહાદુર વિ. હાઇદર હુસેનખાન. ૧૧ મુર્સ, ની. ૯૪, જસવંતસિંગજી વગેરે વિ. જેતસિંગજી અભેસિંગજી. ૩ મુર્સ.ઈ.અ.૨૪૫

મુસલમાન મા બાપના બાળકના ઔરસપણાનું અનુમાન મા બાપ વચ્ચેના લગનના અગર રીતસર તે બાળકને ઔરસ ઠરાવવાના સાક્ષાત પુરાવા વગર થઈ શકે. મહમદ બાકરહુસેનખાન બહાદુર વિ. શરફુન્નિસા બેગમ. ૮ મુર્સ, ઇ. અ. પ્ર. ૧૩૬

એકાદા મુસલમાનને લુંડીથી અનૌરસ છોકરાં થએલાં હોય, અને તેઓને તેમના બાપે કબુલ કરેલાં હોય તો, તેઓ ઔરસ છોકરાંના સરખા હિસ્સાને પાત્ર થાય છે. અનૌરસ છોકરાંને કોઇ મુસલમાન કબુલ કરે તે કબુલત રીતસર હોવાની જરૂર નથી, પણ જો તેના કૃત્ય અને વર્તણુંક ઉપરથી જે સમજાતી હોય તેજ બસ છે.

સૈયદ વલીઉલ્લા વિ. મીરાનસાહેબ. ૨ મું. હા. રી. પ્ર. ૩૦૧

જો કોઈ મુસલમાને બાળકોને પોતાના દીકરા તરીકે કબુલ કરી માન્યા હોય, અને કાયદેસર દીકરાની માફક વારસો લેઈ શકે એવી સ્થિતિમાં તેઓને મુક્યા હોય, અને આ સબંધનો અભાવ જણાવનાર કેટલીક વાતો ન હોય, તો તેઓને દીકરા તરીકે માની લેવાની બાબત પુરાવા વગર એવાં બાળક તરફની તેની વર્તણુંક ઉપરથી અનુમાન કાઢી શકાય. આવું અનુમાન કાઢવું કે નહીં તેનો આધાર પ્રત્યેક કામની હકીકત ઉપર છે. મહમદ અઝમુત અલીખાન વિ. લાલી બેગમ. લૉ. રી. ૯ ઈ. અ. ૮, અને ઇ. લા. રી. ૮ ક. પ્ર. ૪૨૨

પોતાની રાખ્યથી થએલા છોકરાંને જો કોઇ મુસલમાન પોતાના દીકરા તરીકે માની લે, અને અમૂક વાતોનો અભાવ હોય તો, તેથી તે માની લીધેલા દીકરાને કાયદેસર દીકરાની માફક તેનો વારસો મળી શકે છે. છીનાળીના સબંધથી ઉત્પન્ન થએલા છોકરાને દીકરા તરીકે માની કાયદેસર વારસ કરી શકાય કે નહીં, એ સવાલ તકરારી છે. સાદકત હુસેન વિ. મહમદ યુસફ. લા. રી. ૧૧ ઈ. અ. પ્ર. ૩૧; અને ઈ. લૉ. રી. ૧૦ ક. પ્ર. ૬૬૩

એક છોકરાની તેનો બાપ અને કુટુંબના સર્વ અંગભુતો ઔરસ છોકરા પ્રમાણે બરદાશ રાખે તો, મુસલમાની શરેહ પ્રમાણે એવું અનુમાન થાય છે કે તે છોકરાની મા તેના બાપની ધણીયાણી થાય, પછી લગ્નનો નિશ્ચયકારક પુરાવો ના હોય તોપણ ચીંતા નહી. વ્યભિચારણી વગર પરણેલીના પેટથી છોકરો થએલો હોય, પણ જો તે છોકરાને બાપ ઔરસ દીકરા તરીકે કબુલ કરે, અને તે પ્રમાણે તેની બરદાશ કરે તો, તે ઔરસ છે એમ ઠરાવી શકાય. મુહમદ ઇસ્માયલખાન વિ. લીયાસતુનીસા. ઈ. લા. રી. ૩ અ. પ્ર. ૭૨૩

## દેવું.

મરનારના લેહેણદારે વારસ ઉપર દાવો કર્યો હોય, છતાં તે દાવાનું હુકમનામું થતા પેહેલાં તે વારસ પાસેથી કોઇએ શુદ્ધબુદ્ધિથી વેચાણ લીધું હોય, તો તે વેચાણ લેહેણદાર રદ કરાવી શકતો નથી. સૈયદશાહ ઇનાયત હુસેન વિ. સૈયદ રમઝાનઅલી. ૧ બેં. લૉ. રી. પ્ર. ૧૭૨

જો કોઇ મુસલમાન મરણ પામ્યો હોય ને તેના કાયદેસર વારસ પાસેથી કીંમત આપીને શુદ્ધબુદ્ધિથી મરનારની મિલકત કોઇએ વેચાણ રાખી હોય; તો તે મિલકતપર મરનારના લેહેણદારનો કાંઇ હક નથી. પરંતુ જો તે વેચાણ લેહેણદારનો દાવો ચાલતો હોય તે દરમિયાન થયું હોય તો ખરીદદારને તે વાતની નોટિસ છે એમ ગણાશે, અને વેચાણ રદ થશે. બઝાયત હુસેન વિ. દુલીચંદ તથા મહમદ વજીદ વિ. તૈયુબાન. ઈ. લૉ.રી. ૪ ક. ૪૦૨; અને લૉ. રી. ૫ ઈ. અ. ૨૧૧. ધી લેન્ડ મૉર્ટગેજ બેંક વિ. રાજ લછ્છીમીપતસિંગ. ૮ ક. લૉ.રી.પ્ર.૪૪૭.

વારસોના હાથમાં બાપ દાદાની મિલકત આવી હોય, તેટલા પુરતાજ, તેનાં દેવાને માટે વારસો જવાબદાર છે. મુત્તોજાન વિ. અહમદઅલી. ૧૦ ક. લૉ. રી. પ્ર. ૨૨૫ ને ૩૪૬

એક મુસલમાને કીધેલા દેવા બાબત તેના વારસો વિરૂદ્ધ થએલા હુકમનામાની બજાવણીમાં મરનારની વિધવાને મેહેર તથા વારસાઇનાં ભાગ તરીક મળેલી મિલકતનું વેચાણ થયું, ને તે અ. એ રાખી. વેચાણ થતાં અગાઉ, તેણે મિલકત તે વિધવાએ બ. ને ત્યાં ગીરે મૂકી હતી. ગીરે રાખતી વખત બ. ને અ. ના લેહેણાની ખબર હતી. બ. એ ગીરે હકથી સદરહુ મિલકત પાછી લેવા દાવો કર્યો, તેમાં ઠરાવ થયો

કે મરનારનું દેવું પતાવવા જુરતી મિલ્કત વારસોના કબજામાં ન્હોતી, એમ બતાવવામાં આવ્યું નથી, તેથી ગીરોદારનો હક્ક તે પાછી લેવાનો છે. નરસિંગદાસ વિ. નજમુદ્દીન હુસેન. ઈં. લૉ. રી. ૬ ક. પ્ર. ૨૦

જે વારસોના કબજામાં મરનારની મિલ્કત હોય તે વારસપર મરનારના લેહેણદારે દાવો કરી તે વેચાવી હોય, તો તેમાંથી ભાગ લેવા બાકીના વારસોનો દગો શાબીત કીધા શિવાય દાવો ચાલી શકતો નથી. મુર્તીજાન વિ. અહમદઅલી. ઈં. લૉ. રી. ૮ ક. પ્ર. ૩૫૦

મુસલમાની કાયદા પ્રમાણે મરનાર થોડુંક દેવું મૂકી મરી ગયો હોય, છતાં તેના વારસો તેની મિલ્કતની વેહેચણ કરી શકે છે. તેથી કરીને મરનારનો લેહેણદાર વારસામાંના એક જણ પાસેથી તેના હિસ્સાના પ્રમાણથી વધારે માગી શકતો નથી. હમીરસિંગ વિ. ઝકીર, ઈં. લૉ. રી. ૧ અ. પ્ર. ૫૭, અને પૃથીપાળસિંગ વિ. હુસેની જાન. ઈં. લૉ. રી. ૪ અ. પ્ર. ૩૬૧.

---

## ધર્માદાય.

મુસલમાની કાયદા પ્રમાણે ગીરો મૂકેલી મિલ્કત ધર્માદાયમાં આપી શકાય. પછી અર્પણ કરનાર ગુજરી જાય તો તેની બીજી મિલકતમાંથી ગીરો હક્ક તેના વારસો છોડાવવાને બંધાએલા છે. તેમ ના હોય તો ગીરો મૂકેલી મિલક્ત વેચી ગીરવી રાખનારનું દેવું પતાવતાં વધે તે ધર્માદામાં વાપરવું. શાહાજાદી હજરાબેગમ વિ. ખાજા હુસેનઅલી ખાન. ૪ બેં. લૉ. રી. ઑ. સી. પ્ર. ૮૬

એક મુસલમાન સ્ત્રીએ પોતાની તમામ મિલ્કત વકફનામું કરીને શિયા ધર્મની કેટલીક ક્રિયાઓ કરવા સારૂ અર્પણ કરી, અને તેના વહિવટ સારૂ પોતાને અને **બ.** ને મુતવલ્લી ઠરાવ્યા, ને એ બેઉ નામ પોતાના માલીક તરીકેના નામને બદલે કલેકટરના રજીસ્ટરમાં દાખલ કરાવ્યાં. **બ.** ના મરણ બાદ **અ.** એકલીએ એ મુતવલ્લી તરીકે કામ કીધું. વકફનામું નોંધાએલું હતું છતાં **અ.** પોતે માલીક તરીકે તે મિલ્કતનો વહિવટ કરતી, અને સન ૧૮૫૨ માં અર્પણ થયા છતાં બોર્ડ ઑફ રેવીન્યુ અગર સ્થાનિક એજન્ટના તાબામાં તે મિલ્કત ગઈ ન્હોતી. એ કામમાં એવું ઠરાવવામાં આવ્યું કે સન ૧૮૬૩ ના ૨૦ મા આક્ટની કલમ ૧૮ પ્રમાણે વાદીને દાવો લાવવા રજા આપી શકાય નહીં. વળી તે અભણ પડદાનસીન સ્ત્રી હતી, અને તે પ્રતિજ્ઞાપર કહે છે કે મ્હારો વકફ કરવાનો ઇરાદો ન્હોતો, તેમ તે લેખ લખાયો તે વેળા તેનો અસર શી થશે તે પણ હું જાણતી ન્હોતી, તેથી તે લેખની અસર વિશે તેને ખબર હતી, અને તેણે યોગ્ય વકીલની સલાહ લીધી હતી; એ બાબત પુરાવાનો બોજો વાદીઓપર છે. આ

મુજબ શાબીત નહીં થવાથી ઠરાવ થયો કે વકફનામું રદ છે. દેલરૂસબાનુ બેગમ વિ. નવાબ સૈયદ અશગરઅલીખાન. ૧૫ બેં. લૉ. રી. પ્ર. ૧૬૭.

મુસલમાની કાયદા પ્રમાણે મસીદના વ્યવહારિક કાર્ય ઉપર સ્ત્રી તપાસ રાખી શકે, પરંતુ તેનાં ધર્મ સબંધી કામો તે કરી શકે નહીં, કારણ તેને સારૂ ખાસ ગુણો જોઇએ છે. હુસેન બીબી વિ. હુસેન શરીફ. ૪ મ. હા. કી. પ્ર. ૨૩.

શરેહ પ્રમાણે ધર્માદા બાબત મીલકત કાઢી હોય તેવા લેખમાં વકફ શબ્દ આવવોજ જોઇએ, એમ જરૂર નથી, ફક્ત તેની ઇબારતના ધોરણ ઉપરથી ધર્માદાના કારણસર એ બક્ષીસ કરી છે, એમ નીકળી આવતુ હોય તો બસ છે. ૨ મુસ. ઈ. અ. પ્ર. ૩૮

મુતવલ્લીના દેવામાં વકફ વેચી શકાય નહી. ૧૬ વી. રી. પ્ર. ૭૫

વકફનું મુળ તત્વ એજ કે મિલકત ધર્માદા કારણસર કાહાડવી, ને તેટલોજ સબુત હોય તો બસ છે. ૧૬ વી. રી. પ્ર. ૧૩૬

જે માણસને વકફનું કામ કરવાનું સોંપ્યું હોય, તે માણસો કામ બરોબર રીતે કરતા ના હોય, તેથી વકફ ઊપર અસર થઈ શકતી નથી, તેમ વકફ વેચી શકાતું નથી. ૧૬ વી. રી. પ્ર. ૧૯૬

વાકફની બાબતમાં ફક્ત ધર્માદા કામ બંધ પડે, એટલાજ ઉપરથી મુદત શરૂ થતી નથી. ૧૬ વી. રી. પ્ર. ૨૧૬

જે ઠેકાણે મુતવલ્લી બરોબર ચાલતો ના હોય તેને કાઢી મુકી શકાય, એટલે જે કારણસર ધર્માદા કર્યું હોય તેનો બરોબર ઉપયોગ થઇ શકે. ૨ ના. વે. પ્રા. પ્ર. ૪૨૦

શિયા શાળાના મત પ્રમાણે કાયદેસર વકફ થવાને સારૂ ધર્મા-

હાય બીનશરને આપવું જોઈએ, અને જે મિલ્કત અર્પણ કરી હોય તેનો કબજો સોંપવો જોઈએ. હાજી કલબ હુસેન વિ. મુસામત મેહેરુમ બીબી. ૪ નો. વે. પ્રૉ. હા. રી. પ્ર. ૧૫૫

સન ૧૮૨૭ ના ૪ થા રેગ્યુલેશનની કલમ ૨૬ મુજબ દિવાની દાવાના ચુકાદામાં પ્રતિવાદીના કાયદા કરતાં જે જીલ્હામાં દાવો ઉત્પન્ન થયો હોય, ત્યાંનો રિવાજ વધારે બળવાન ગણાય છે, મુસલમાની કાયદા પ્રમાણે વક્ફ જમીન ગીરો મૂકી શકાય નહીં, પણ સ્થાનિક રિવાજ પ્રમાણે ભરૂચ જીલ્હામાં તે ગીરો મૂકી શકાય છે. અબાસઅલી ઝેનુલઅબદીન વિ. ગુલામ મહમદ. ૧ મું. હા. રી. ઍ. સી. પ્ર. ૩૬

મુસલમાની કાયદા પ્રમાણે વક્ફ સ્થાપનાર તેની વ્યવસ્થા કરવાનું પોતાના હાથમાં રાખવાને અથવા તે કામ કરવાને બીજા કોઈને નીમવાને મુખત્યાર છે, પણ જ્યારે અમુક વર્ગના માણસોમાંથી કારભારી નીમવો એવું ઠરાવ્યું હોય, ત્યારે તે વર્ગ બાહારના માણસને સ્થાપનાર પોતે પણ નીમી શકે નહીં, એડવોકેટ જનરલ વિ. ફતીમા સુલતાની બેગમ. ૯ મું. હા. રી. ઓ. સી. પ્ર. ૧૯

કાયદેસર વક્ફ થવાને માટે દસ્તાવેજમાં તે શબ્દ વાપર્યો એટલુંજ બસ નથી. ઈશ્વર શેવા અગર ધર્માદા અને પરોપકારના કામ સારૂજ ફક્ત તે મિલ્કત અર્પણ કરવી જોઈએ. કોઈ પણ મુસલમાન પોતાની મિલ્કતનું પોતાને તથા પોતાના વંશજોને સારૂ એવું સેટલમેન્ટ ન કરી શકે, જેથી પોતે અગર પોતાના વંશજો કોઈ પણ દિવસ તે મિલ્કત બક્ષિસ અગર વેચાણ આપી શકે નહીં. અબદુલ ગની કાશમ વિ હુસેનમીયાં રહીમતુલ્લા. ૧૦ મું. હા. રી. ઓ. સી. પ્ર. ૭

એક મુસલમાને પોતાની સ્થાવર મિલકતના એક ભાગની વ્યવસ્થા કરી, તેમાં બાકીના ચાર આનાનું વકફ પોતાની દીકરી અને તેનાં છોકરાં તેમજ તેના છોકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં હોય તેના લાભમાં કર્યું. પણ જ્યારે તેઓમાંનું કોઇ પણ ન રેહે, ત્યારે ગરીબ અને નાદાર લોકોના લાભમાં તેનું વકફ કર્યું છે. આ કામમાં ઠરાવ થયો કે આ વ્યવસ્થાથી કાયદેસર વકફ થયું નથી. કાયદેસર વકફ થવા સારૂ, દેવની શેવાને સારૂ અથવા ધર્મ સબંધી અગર પરોપકારના કામો સારૂજ તે મિલકત અર્પણ કરવી જોઈએ. અહમદ હમીદુલ્લાખાન. વિ. લુતફુલ હક. ઈં. લૉ. રી. ૧ ક. પ્ર. ૭૪૮.

મુતવલ્લીનું કામ મરદની માફક ઓરત પણ કરી શકે, પણ તે ઓદ્ધા બીજાને આપી શકાતો નથી, તેમજ કામચલાઉ મુતવલ્લી જે સખ્સને પસંદ કરે તેને ધર્માદા મિલકત આપી શકાય નહીં. વાહીદઅલ્લી વિ. અશરફ હુસૈન. ઇ. લૉ. રી. ૮ ક. પ્ર. ૭૩૨

એક મુસલમાને પોતાની સઘળી મિલકત વકફમાં આપી, અને પોતાના અજ્ઞાન (સગીર) પૌત્રને મુતવલ્લી નીમ્યો, ને તેની સગીર ઉમરમાં તેના બાપે તે મિલકતનો વહિવટ કરવો એમ ઠરાવ્યું. એ લેખમાં એવી શરત હતી કે પ્રથમ અમુક દેવું પતાવવું, અને પછી ધર્મ સબંધી કામોમાં અને અર્પણ કરનારના પૌત્ર અને તેના પુરૂપ વંશજોના નિર્વાહને અર્થે તે મિલકત વાપરવી. બાદ તે સગીર છોકરાના બાપ ઊપરના હુકમનામાની બજાવણીમાં તે ધર્માદા મિલકત જપ્ત થઈને વેચવામાં આવી. તે સગીરની તરફથી તેની વાલી તેની બેહેને મિલકતનો કબજો મેળવવા સારૂ દાવો આણ્યો, તેમાં ઠરાવ થયો કે દેવું પતાવવાની અને નિર્વાહની શરત હોવા છતાં વકફ કાયદેસર

છે. નાછમાપતસીંગ વિ. અમીર આલમ. ઈં. લૉ. રી ૯ ક. પ્ર. ૧૭૬

કેટલાંક ગામોની ઉપજ સનંદથી બક્ષિસ આપવાંમાં આવી, એવી રીતે કે મસીદના નોકરો તથા દીવાબત્તી વિગરેના ખરચ સારૂ ⅓ ઉપજ; એકે મદ્રેશાના ખરચ સારૂ ⅓, અને બાકીની ⅓ ઉપજ મુતવલ્લીની નિમણુક સારૂ વાપરવી. ઠરાવવમાં આવ્યું કે આ બક્ષિસમાં મુસલમાની કાયદા મુજબ કાયદેસર વકફ થવા સારૂ અવશ્યની સઘળી શરતો પૂરી પડી છે. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું કે અર્પણ કીધેલી મિલ્કતની વધારાની ઉપજની વ્યવસ્થા વિશે લખેલું ન હોવાથી યોગ્ય અનુમાન એજ નીકળે કે અર્પણ કરેલી મિલ્કતની વધારાની ઉપજ તેજ કામમાં વાપરવાનો અર્પણ કરનારનો હેતુ હતો.

જગતમોની ચેધ્રાની વિ. રમજાન બીબી. ઈ. લૉ. રી. ૧૦ ક. પ્ર. ૫૩૩

ધર્માદા કામને માટે કાઢેલી મીલકતમાંથી તે મીલકત બક્ષીસ આપનારે પોતાના કુટંબના સખસોને ભરણ પોષણ આપવાને બંદોબસ્ત કરયો હોય, તેમ છતાં તે મીલકત વકફ બની શકે છે, તોપણ તે મીલકત "વકફ" બનાવવાને માટે, પણ દેખાડવાને માટે નહી, એમ ખરી રીતે તે મીલકત ધર્માદા કામને માટે અર્પણ કરેલી હોવી જોઈએ. "ફીસા બીલીલા વકફ" તરીકે મીલકત ધર્માદામાં આપવાની મતલબનો અને તે બક્ષીસ આપનારના કુટંબના સખસોને અનુક્રમે તે મીલકત અર્પણ કરવાની મતલબનો અને "વકફ"ના સબંધનું કામકાજ કરવાને માટે તે સખસોને તે મીલકત અર્પણ કરવાની મતલબનો દસ્તાવેજ હોય તેમાં "વકફ" રદ થાય એવી રીતે તેનો અમલ કરયા વગર તે બક્ષીસ કરનારનાં કુટંબના ફાયદાને માટે જો કે બંદોબસ્ત થઈ શકે છે, તોપણ બીજી રીતે જોતાં તે મીલકતનો

અમુક ભાગ ધર્માદા કામમાં માટે તે દસ્તાવેજમાં બતાવેલો ના હોય તો વકફ શાબીત થઇ શકે એવી રીતે તે દસ્તાવેજનો અમલ થઇ શકતો નથી. ઈ. લા. રી. ૧૭ ક. પ્ર. ૪૯૮

એક પીરની દરઘા જાત્રાનું ઠેકાણું થઈ પડી, અને તેના ખરચ સારૂ તથા અમુક ધર્મ સબંધી ક્રિયાઓ કરવા સારૂ ધર્માદા મિલ્કત અર્પણ કરવામાં આવી. તે દરઘાના માલીક અને કારભારીઓ નો એવો રિવાજ હતો કે ઉપજનો વધારો માંહો માંહે વેહેંચી લેતા, અને પોતે જે ભાગ ભોગવતા તે વેચી અથવા ગીરો મુકી શકતા. આ કામમાં ઠરાવ થયો કે સન ૧૮૬૩ ના એકટ ૨૦મા પ્રમાણે એ ધર્માદા ખાતું છે. સદરહુ આકટની ૧૪ મી કલમ મુજબ દિવાની કોર્ટ ટ્રસ્ટીઓને ગેરચાલ સારૂ કાઢી શકે છે. અને તે આકટ મુજબ વંશપરંપરાથી ચાલતા આવેલા અને નિમેલ ટ્રસ્ટી વચ્ચે ભેદ ગણાતો નથી. ફકરૂદીનસાહેબ વિ. એકનીસાહેબ. ઈ. લા. રી. ૨ મ. પ્ર. ૧૯૭

સન ૧૮૬૩ ના ૨૦મા આકટની કલમ ૫ અન્વયે કરેલા હુકમ ઉપર સીવીલ પ્રોસીજરકોડની કલમ ૫૪૭ ને આધારે અપીલ ચાલી શકે છે. સુલતાન અકેનીસાહેબ વિ. સેખ બાવા મલીમીઅર. ઈ. લા. રી. ૪ મ. પ્ર. ૨૯૫

કાયદેસર વકફમાં મુતવલ્લી એટલે દેખરેખ રાખનાર ઠરાવ્યા હોય તો, તે વકફમાં આપેલી મિલકત સબંધી દાવા લાવવાનો હક ધર્માદા કરનારના વારસ અગર વંશજોને નથી, પણ સઘળા મુતવલ્લીઓનો છે. મુતવલ્લીના મરણ બાદ ધર્માદા કરનારે તેની જગ્યાને સારૂ બીજા ઠરાવવા જોઇએ. જો તેમ ન થયું હોય તો ધર્માદા કરનારનો એકઝીક્યુટર હોય તેણે ઠરાવવા જોઇએ; નહીં તો મિલકતનું

ઠરાવનાર પક્ષકારની અરજીપરથી કોર્ટે ઠરાવવી. ફ્લેચરસાહેબ બીજી વિ. દામોદર પ્રેમજી. ઈં. લૉ. રી. ૩ મું. પ્રે. ૮૪

વકફમાં જે મિલકત આપવામાં આવે તે ચોકસ જોઇએ, તેમાં શરત ન જોઇએ, તેમ મરજીમાં આવે તો વકફ કાયમ થાય એમ પણ ન જોઇએ. વકફમાં આખરનો કોઇ અમુક હેતુ હોવો જોઇએ, તે બરાબર સ્પષ્ટ રીતે દર્શાવવો જોઇએ, અને તે નિષ્ફળ જવો ન જોઇએ. વકફમાં આપેલી મિલકતની વાર્ષિક ઉપજ અર્પણ કરનારે પો-તાની હયાતી સુધી લેવી એમ ઠરાવ્યું હોય તેથી વકફનામું રદ થતું નથી. પણ તે મિલકત વેચીને કીંમત અર્પણ કરનારે લેવાની શરત હોય તો તેથી વકફ રદ થાય છે. જો એમ ઠરાવ્યું હોય કે વકફ મિ-લકતની ઉપજ વકફ કરનારનાં છોકરાં તથા વંશજો ખાય, પણ છેવટ ધર્માદા કામમાંજ તે મિલકત અર્પણ કરેલી રેહે તો, તે વકફ રદ થતું નથી. ગરીબના લાભ સારૂ જાત્રા તથા લગ્નમાં મદદ સારૂ અને કુવા તથા મસીદોને સારૂ અર્પણ કરેલો અવેજ મુસલમાની કાયદા પ્રમાણે ધર્માદા ગણાય છે. તેથી ઈંગ્લિશ લૉની હરકત નડતી નથી. એક ચોદ વર્ષની મુસલમાન છોકરીએ મુંબઇમાં પોતાની અમુક સ્થાવર મિ-લકત લેખ કરીને ટ્રસ્ટીઓને સોંપી, તેમાં ઠરાવ્યું કે (૧) તેની ઉપજ પોતાની હયાતી સુધી પોતે એકલીએ ખાવી; (૨) પોતાના મરણ પ-છી પોતાનાં છોકરાંને વંશજો વસિયતનામાં અગર લેખથી તે ઠરાવી જાય તેણે ખાવી, પણ મિલકત અનામત રેહેવા દેવી; (૩) જો કોઈ પણ વંશજો ન હોય તો ઉપજ ધર્માદા કામોમાં વાપરવી. આ મુજબ લેખ થયા પછી ટ્રસ્ટીઓએ મિલકતનો કબજો લીધો અને પંદર વર્ષ

સુધી તે બાઇને ઉપજ આપ્યાં કીધી. તેજ વર્ષમાં તે બાઇએ લગ્ન કીધું ને તેને એક દીકરો થયો, જે પાંચ વર્ષની અંદર ગુજરી ગયો. પછી બાઈ વિધવા થઈ, ને સન ૧૮૮૧ માં તેની લેખ રદ કરવાની મરજી થવાથી સન ૧૮૭૭ ના ૧૦ મા આકટની કલમ ૫૨૭ મુજબ તેણે કોર્ટને અરજ કરી, કે એ લેખ હું કાયદા પ્રમાણે રદ કરી શકું છું; ને તેમ નહીં તો ધર્માદાની વાત ઘણી લાંબી મુદ્દતે બને એવી હોવાથી એ ટ્રસ્ટ નિરર્થક છે. ઠરાવ થયો કે લેખમાં કરેલો ઠરાવ રદ થઈ શકે નહીં. વળી એવું પણ ઠરાવવામાં આવ્યું કે અર્પણ કરનાર ચૌદ વર્ષની હતી તેથી હરકત આવે, પણ તેના ધણીએ કોઈ વખત વાંધો લીધો નથી, તેમજ બાઇએ પણ પંદર વર્ષ લગણ ઉપજ લઇને પોતાનું કૃત્ય બાહાલ રાખ્યું છે, તેથી તે તકરાર પણ ચાલી શકે નહીં. ફાતમાંબીબી વિ. એડવોકેટ જનરલ ઑફ બોમ્બે. ઇં.લૉ.રી.૬ મું. પ્ર. ૪૨

શાહજહાન બાદશાહે સન ૧૬૫૧–૫૨ માં એક સૈયદ હસનને સનદથી ખારોડા ગામ તથા બીજા ગામમાંની કેટલીક જમીન ઇનામે આપી; તેમાં એવી શરત હતી કે સદર સૈયદ તથા તેના છોકરાંઓએ ગામ તથા જમીન ભોગવવી, અને તે બદલ તે રાજ્ય કાયમ રેહે એવી ઇશ્વરની પ્રાર્થના કર્યા કરવી. એ કામમાં ઠરાવ થયો કે એ વકફ અગર ધર્માદા નથી, પણ વંશપરંપરાની બક્ષિસ છે. વજીફા ધર્માદા હોય પણ તે ધર્માદા હોવોજ જોઇએ એમ નથી. સૈયદ મહમદઅલી વિ. સૈયદ ગોબરઅલી. ઇં. લૉ. રી. ૬ મું. પ્ર. ૮૮

મ. નામના સખસે વકફનામું કરીને પોતાના વારસોને પોતાની મીલકત આપી, પણ કોઈ પણ વારસને તે મિલકત વેચાણ કે

ગીરો આપવાનો હક આપ્યો નહીં. પોતાના વારસમાંથી કોઈ પણ હયાત ન હોય તો તે મિલકત ધર્માદામાં વાપરવી એમ ઠરાવ્યું. ઠરાવ થયો કે એ મિલકતની વ્યવસ્થા કાયદેસર રીતે વકફ ગણી શકાય. તેથી વારસો પૈકી કોઈએ પોતાનો ભાગ ગીરો મૂકયો હોય તો તે મૂકનારની જીંદગી પર્યંત ચાલી શકે, પછી તે ગીરો રદ થાય છે. અમૃતલાલ કાળીદાસ વિ. સેખ હુસેન વિગેરે. ઈ. લૉ. રી. ૧૧ મું. પ્ર. ૪૯૨

મુસલમાન પોતાની મિલ્કત છેવટે ધર્મની બાબતમાં વાપરવા સારૂ ખાસ ઠરાવ કર્યા સિવાય પોતાના વંશજોને તે વકફ તરીકે આપી શકે નહીં. એ કામમાં એક પણ ઠરાવ થયો કે મુસલમાની કાયદા પ્રમાણે તાબ્બાત બક્ષિસ ગેરકાયદેસર છે; તેથી એવી બાબતમાં બક્ષિસ લેનારને પૂર્ણ માલીક તરીકે ગણવામાં આવે છે. નિઝામુદ્દીન ગુલામ વિ. અબ્દુલ ગફુર. ઈ. લૉ. રી. ૧૩ મું. પ્ર. ૨૫૪.

શરેહ પ્રમાણે ધર્માદા વકફની મીલકત કોઇને વારસામાં મળી શકતી નથી. અથવા તે મીલકતના મુતવલ્લીનો હોદ્દો તથા સજ્જાદાનસીન અને ખીલાફતના હોદ્દા પણ વારસામાં મ્હોટા છોકરાનેજ મળે, એવું આ શાસ્ત્ર કે દેશના રીવાજ પ્રમાણે નથી. પણ છેલ્લો મુતવલ્લી સારો આસ્તીક તથા પ્રમાણીક માણસ જોઇને પોતાના છોકરાને અથવા બીજા કોઈને પોતાના જીવતાં પોતાનો સકસેસર નીમે, તેનેજ અથવા બક્ષીસ ઉત્પન્ન કરનારાએ જેને નીમ્યો હોય તેને તે હોદ્દો મળી શકે છે. ઈ. લા. રી. ૧૩ મું. પ્ર. ૫૫૫

## ધણી, ધણીયાણી.

( વેચાણ—પુરાવાનો બોજો. )

---

શરેહ મુજબ પોતાના ખાવીંદ જીવતાં તેની ઓરત પોતે પોતાંની ખાસ મીલકત ખરીદ કરી શકે છે, ને તે જેહને મેહેર બદલ અવેજ મળ્યો હોય તેમાંથી પણ ખરીદ કરી શકે. ૪ વી. રી. પ્ર. ૭

ઓરતને પોતાના બાપ પાસેથી મળેલી કેટલીક મીલકત ઘણાક વર્ષ સુધી ધણીએ કબજે રાખી તેનો વહિવટ મોતીજ જેવો માલીક હોય તે માફક કરી ગીરો મુકી દસ્તાવેજો પણ પોતાના નામના કર્યા, બાદ તે મીલકત ધણીના દેવામાં વેચાઈ ગઈ, આરે ઓરતે એ મીલકત પોતાની છે એમ કહી તકરાર કરી. તેમાં ઠરાવ્યું કે તે તકરાર ચાલે નહી. ૧૨ વી. રી. પ્ર. ૬૭

એક વહુએ પોતાના વર પાસેથી પોતાને મ્હેર બદલ મળેલી મીલકત પોતાના વરને પાછી લખી આપી, આરે એક કરાર કરાવી લીધો કે તેણે એ ઓરતને દર વર્ષે અમુક રકમ વગર હરકતે તથા બીનતકરારે આપ્યાં જવી. તે વિશે ઠર્યું કે એ રકમ ધણીએ હમેશ આપ્યાં જવુંજ જોઇએ, ને મુસલમાન ધણી પોતાની ઓરતને ગુજરાનનો અવેજ આપવા જે તકરારો લાવી ઉઠાવી દે છે, તેવી તકરારો આ રકમ આપવામાં કામમાં ધણી લેઈ શકતો નથી. ૧૫ વી. રી. પ્ર. ૨૯૬

સ. નામની એક પડદાનસીન સ્ત્રીએ પોતાના ધણી (વર) ને લખી આપેલા સરકારી દેણાના લેખ (ગવર્નમેન્ટ સીક્યુરીટીઝ) પાછા મેળવવા દાવો આણ્યો. ઠરાવ થયો કે વેચાણ ખરેખરૂં અને શુદ્ધ

યુક્તિથી થએલું છે, એમ શાબીત કરવાનો બોજો ધણીપર છે. પોતાના કૃત્યની શી અસર થશે તે કોણે અને કેવી રીતે તે સ્ત્રીને સમજાવેલું, એ જ્યાં લગી બતાવવામાં ના આવે ત્યાં લગી પડદાનસીન ઓરતે પોતાની અરજીમાં કરેલો અંગીકાર અગત્યનો નથી. ત્રાહિત સખ્શ.-પરના દાવામાં વેચાણ કપટ અંગર જોર જુલમથી થએલું છે, એમ શાબીત કરવાનો બોજો વાદી સ્ત્રી स. ના ઊપર છે. મુનશી બઝલુર રહીમ વિ. સમસુન્નિસા બેગમ, જદુનાથ બોઝ વિ. સમસુન્નિસા બેગમ: ૧૧ મુર્સ. ઈં. અ. પ્રઃ ૫૫૧

---

## પક્ષકાર–ધર્માદાય.

કોઇ ત્રીજો સખ્સ ધર્માદાય મિલ્કતનો માલીક થઇ પડયો હોય, ને તેના કબજામાંથી તે મિલ્કત લેવા સારૂ દાવો આણ્યો હોય તો, તે દાવામાં તે ધર્માદાયના સઘળા મુતવલ્લીઓને પક્ષકાર કરવા જોઇએ. જો કોઈ મુતવલ્લી વાદી થવા ના પાડે તો તેને પ્રતિવાદી કરવો જોઇએ. ભેચુલાલ વિ. ઓલિઉલ્લા. ઈં. લા. રી. ૧૧ ક. પ્ર. ૩૩૮.

મુસલમાન પક્ષકારો વચે કરેલા કોઇ દાવાને સન ૧૮૨૭ના રેગ્યુલેશન ૨, જાની કલમ ૨૭ લાગુ પડતી નથી. મતીબ અથવા ધર્મબોધ કરનાર (મુસલમાનના રીવાજ પ્રમાણે) ના હોદ્દાને માટે ઉઠેલી તકરાર દિવાની કાયદાની કલમ ૧૧ માં જણાવ્યા પ્રમાણેની ન્યાતની તકરાર ગણી શકાય નહીં. ઈં. લા. રી. ૧૩ મું. ૪૨૯

## પ્રોબેટ અને એડમીનીસ્ટ્રેશન આકટ.

પ્રોબેટ અને એડમીનીસ્ટ્રેશન આકટ (સને ૧૮૮૧ નો ૫ મો) અમલમાં આવ્યો તે તારીખથી મરનાર મુસલમાનનું વસિયત અમલમાં આણનાર પ્રોબેટ લીધા શિવાય મરનારની મિલકતની વ્યવસ્થા કરી શકે નહીં. હાતમા વિ. સેખ ઇસા. ઇં. લા. રી. ૭ મું. પ્ર. ૨૬૬.

મરનારે આણેલો દાવો, તેનું વસિયત અમલમાં આણનાર પ્રોબેટ લીધા વગર ચલાવી શકે નહીં. સેખ મૂસા વિ. સેખ ઇસા. ઈં. લા. રી. ૮ મું. પ્ર. ૨૪૧.

## બક્ષીસ.

બાપ અથવા બીજા વાલીનો કોઈ સગીરને કાંઇ બક્ષિસ આપવાનો શુદ્ધબુદ્ધિથી ખરેખરો ઈરાદો હોય તો, કબજો સોંપ્યા વગર પણ તે રદ થવાને પાત્ર નથી; અને ત્યાર પછી તે મિલકતનો બાપ અથવા વાલીનો કબજો તે સગીરની તરફથી છે એવું અનુમાન કરાશે. અમીરૂન્નિસા ખાતુન વિ. અબદુન્નિસા ખાતુન. ૧૫ બેં. લૉ. રી પ્ર. ૬૭; લૉ. રી. ૨ ઇં. અ. પ. ૮૭

ધણીએ ઓરતને બક્ષીસ કરી મીલકત કબજે આપી દિધી હોય, તો તે ધણીના લેહેણદારો વિરૂદ્ધ નામંજુર નથી, કારણ બક્ષીસ કરતી વખત ધણી દાર હતો તથા લેહેણદારની પાસેથી તેણે કરજ લીધું તે પછી ધણી મુદતે તે લીધુ હતું, તો તેવા કામમાં એ બક્ષીસ કાયમ રાખવા જોગ છે. ૧ વી. રી. પ્ર. ૨૧

શરેહ પ્રમાણે મોત આવશે એવું જાણી જે બક્ષીસ કરી હોય તે બક્ષીસ માફક ગણાતી નથી, પણ તેનો 'મૃત્યુ લેખાર્પિતદાન' માફક અમલ થાય છે. સાધારણ રીતે એવી બક્ષીસથી મરનારની જે તમામ મીલકત હોય તેના ⅓ ભાગ જેટલા ભાગનેજ અસર કરે છે, અને બાકીનો ⅔ ભાગ જે રહ્યા તે વારસોને પોંહોચે છે, અને જો કોઈ વારસ ના હોય ત્યારે 'વીલ' પ્રમાણે તમામ મીલકત જાય છે. ૧ વી. રી. ૧૫૨

શરેહ પ્રમાણે એક ભાગીદાર પોતાની મજીઆરી જમીનની વેંહેચણ કર્યા સિવાય પણ, પોતાનો હિસ્સો બીજા ભાગીદારને બક્ષીસ આપી શકે. ૩ વી. રી. પ્ર. ૩૭

ધણીએ કંઈ દગલબાજીના કારણસર પોતાની ઓરતને એક

ઈનામી બક્ષીસ કરેલી, તે બાબતમાં ઠરાવવામાં આવ્યું છે કે એ બક્ષીસ કરનારના વારસો એથી બંધાએલા છે, પણ તેના લેહેણદાર ને દાવો કરતાં એ બક્ષીસથી કાંઈ હરકત નથી. ૪ વી. રી. પ્ર. ૧૨

શરેઅ પ્રમાણે બક્ષીસ જે કરવું તે ભવિષ્ય ઉપર આધાર રાખનાર ન જોઈએ, અગર આગળ ઉપર એનો અમલ થાય એવું ઠરાવી કરેલું ના જોઈએ. પણ બક્ષીસ લેનારનો બક્ષીસ કરેલી ચીજનો કબજો તુરત થએલો જોઈએ. ૫ વી. રી. પ્ર. ૫

વિધવા અગર બીજી મુસલમાન ઓરત હોય તે પોતાના હક્કની મીલકત ગમે તેને બક્ષીશ આપી શકે છે. પણ જો એ બક્ષીસ કરવાનું કામ પોતાના મરણ સમય સુધી મુલતવી રાખે તો, પછી એ બક્ષીસ વુઈલ બની જાય છે, ને કેટલીક હદ ઉપરાંતની મીલકત ને અસર કરતા થતું નથી. ૮ વી. રી. પ્ર. ૮૪

શરેઅ પ્રમાણે બક્ષીસનો લેખ મંજુર થવા માટે કબજો જોઈએ, અને જો બક્ષીસ આપતી વખત આપનારનો હક્ક ના હોય તો તે બક્ષીસ રદ થાય છે. ૯ વી. રી. પ્ર. ૨૫૭

શરેઅ પ્રમાણે જ્યાં સુધી બક્ષીસ આપનારે કબજો છોડી બક્ષીસ લેનારે કબજો લીધો ના હોય, ત્યાં સુધી બક્ષીસ મંજુર ગણાતું નથી. ૧૬ વી. રી. પ્ર. ૮૮

બાપે પોતાના સગીર દીકરાને બક્ષીસ આપી હોય, તે કામમાં કબજો છોડવો તથા બક્ષીસ લેનારે કબજો લેવો જોઈએ, એવી જે શરતો છે તે લાગુ પડતી નથી. વી. રી. એસ. એન. પ્ર. ૧૧૨

વળી જે મિલકતના ભાગ થઈ શકે એવી મીલકત તથા જે મજીયારી અગર વેહેંચેલી હોય તેવી મિલકતની સાથે ભેળસેળ મળે-

લી હાય, તેવી તમામ મિલકતની બક્ષીસ થઈ શકે નહી, એવો જે શરેહનો ઠરાવ છે, તે બાપ પોતાના સગીર દીકરાને બક્ષીસ કરે તે કામમાં લાગુ નથી, તેમજ એવા કામમાં દીકરાએ એ મિલકત બેશી સાધી હોય તો તેનું બક્ષીસ પાછળથી રદ પણ થઇ શકતું નથી લી. રી. એસ. એન. પ્ર. ૧૨૨

જે બક્ષીસના કામમાં એવું ઠરાવ્યું હોય કે, બક્ષીસ આપનાર જીવે ત્યા સુધી બક્ષીસવાળી જણુશનો કબજો રાખે, તે કામમાં એ બક્ષીસ નામંજુર ઠર્યું છે. લી. રી. એસ. એન. પ્ર. ૧૮૫

કોઈ માણસ મંદવાડમાં બક્ષીસનામું કરે, અને જો તે મંદવાડ એવો હોય કે તેમાંથી તે મરી જાય તો તેવા મંદવાડમાં કરેલું બક્ષીસ મીલકતના ⅓ ભાગ જેટલે દરજ્જે મંજુર ગણવામાં આવે છે. વા. રી. એસ. એન. પ્ર. ૨૩૧

બક્ષીસ રદ કરવાનો જે અખત્યાર શરેહમાં આપેલો છે, તે ફક્ત બક્ષીસ લેનારના ખાસ ઉપયોગ સારૂ જે ખાનગી બક્ષીસ થએલી હોય તેજ કામમાં વાપરવાનો છે, અને પક્ષકારો વચ્ચે કાંઇ પણ સગાઇ સબંધ ન હોય, તોજ એ અખત્યાર કામ લાગે છે. ૪ મ. હા. રી. પ્ર. ૪૪

વાદીની મૈયત બેહેન તેની હયાતીમાં એક ગામના ૩⅔ અવિભક્ત ભાગોની માલીક હતી. સન ૧૮૪૬ માં તેણે તે એવી શરતે ગીરો મૂકયા કે ગીરોદારને કબજો સોંપવો, અને ઉપજના બે ભાગ ગીરોના દેવા ખાતે ગીરોદારે જમાં કરવા, અને ૧⅔ ભાગ તે બાઇને ખોરાકી સારૂ આપવો. સન ૧૮૫૩ માં સદર બાઇએ પોતાના ત્રણ ભાગ નં. ૪

ના પ્રતિવાદી તથા તેની માને લેખી દસ્તાવેજથી બક્ષિસ આપ્યા, પણ તે બાગની ઉપજની તે બાઇની હયાતીમાં બક્ષિસ આપતાં અગાઉ જેમ વ્યવસ્થા થતી હતી તેમજ થઈ. આ કામમાં એવો ઠરાવ થયો કે મુસલમાની કાયદા પ્રમાણે જોઇએ તેવો કબજો સોંપી દેવામાં આવ્યો નથી, તેથી બક્ષિસ રદ છે. બાદર હુસેન વિ. હુસેન બેગમ. ૫ મ. હા. રી. પ્ર. ૧૧૪

વાદીએ પોતાના સગીર ઉમરના છોકરાને અમૂક મિલકત બક્ષિસ આપી અને કબજો સોંપતી વખત એવો દસ્તાવેજ કરાવી લીધો કે તે છોકરાએ તે મિલકત બક્ષિસ, ગીરો, કે વેચાણ આપવી નહીં, અને છોકરાના મરણ પછી તે પોતાને પાછી મળે. એ દસ્તાવેજ બાપની પાસે રહ્યો, અને બક્ષિસ બાદ ઘણે વર્ષે છોકરાના દેવા બદલ તે મિલકત જપ્ત કરવામાં આવી ત્યાં સુધી તે દસ્તાવેજ વિશે કોઇને ખબર નહોતી. ઠરાવ થયો કે ઘણા વખત પેહેલાં બક્ષિસ પૂર્ણ થયા બાદ આવી રીતનો પ્રતિબંધ તદન ગેરકાયદેસર છે. હુસેનખાન બાહાદુર વિ. નતેરી શ્રીનિવાસ ચાલું. ૬ મ. હા. રી. પ્ર. ૩૫૬

બક્ષિસ પૂર્ણ થયા બાદ બક્ષિસ આપનારના લેહેણદાર તથા પાછળથી અવેજ આપી ખરીદદારના વિરૂદ્ધ તે કાયદેસર ને સબળ છે. મુસલમાની કાયદા મુજબ સ્ત્રીએ પોતાની ધણીને અને બાપે પોતાના દીકરાને બક્ષિસ આપી હોય, ને પછી તે સ્ત્રી અથવા બાપ બક્ષિસ આપેલા ઘરમાં રેહે તો, તેથી એવી બક્ષિસને બાધ આવતો નથી. ધણીએ પોતાની સ્ત્રીને આપેલી બક્ષિસની બાબતમાં પણ ઉપર મુજબ થવું જોઈએ. એચ. એચ. અઝીમ–ઉ–નિસા બેગમ વિ. કલીમન્ડ ડેલ ૬ મ. હા. રી. પ્ર. ૪૫૫

જ્યારે કોઈ સખ્સ એવા દરદથી (મર્ઝેઉલમોત) પીડાતો હોય, કે જેથી મોત નેવાનો સંભવ હોય, અને તેથી તેના મનમાં મરણનો ભય ઉત્પન્ન થાય, ત્યારે તે માણસે બક્ષિસ લેનારને કબજો સોંપ્યો હોય તો, પોતાની મિલકતના એક ત્ર્યાંશ જેટલી મિલ્કત બક્ષિસ આપી શકે. મુસામત લબ્બી બીબી વિ. મુસામત બીબુન બીબી. ૬ નૉ. વે. પ્રૉ. હા. રી. પ્ર. ૧૫૯.

એક મુસલમાને પોતાની મિલકત પોતાનો એક મ્હોટી ઉમ્મરનો અને બીજો સગીર વયનો એવા બે દીકરાને બક્ષિસનામું કરીને આપી, પણ દરેકે તેમાંનો કેટલો લેવી તે વિશે કાંઈ લખ્યું નહીં. તે બક્ષિસ કોર્ટે રદ કરી, એવા સબબથી કે જે વસ્તુના ભાગ થઈ શકે તેવી વસ્તુનું બક્ષિસ આપતી વખતે કે ત્યાર પછી તરત, પણ કબજો સોંપતા પહેલાં વિભાગ કરવા જોઇએ. બક્ષિસ આપેલી મિલકતના અમુક ભાગનો કબજો સોંપ્યો હોય ને બીજા ભાગનો કબજો બક્ષિસ આપનારનેજ ન મળ્યો હોય, પણ તેના તરફથી કોઇ બીજો સખ્સ ટ્રસ્ટી તરીકે રાખતો હોય, તો તે તમામ મિલકતની બક્ષિસ કરી શકાય. નિઝામુદ્દીન વિ. મુસામત જબેદા બીબી. ૬ નૉ. વે. પ્રા. હા. રી. પ્ર. ૩૩૮.

તામલિક (tamlik) એ શબ્દ બક્ષિસ, વેચાણ, વશિયત વગેરેને માટે સામાન્ય નામ છે. માટે જો તામલિકનામું કરીને મિલકત આપી હોય, અને કબજો ન સોંપતાં જીવતાં સુધી આપનાર પોતાનો ભોગવટો રાખે, ને પછી તે મિલકત બક્ષિસ લેનારે લેવી એવો દસ્તાવેજ, બક્ષિસનામા તરીકે ન ગણતાં વશિયતનામા ત-

શાક ગણાય છે. સૈયદ કાશમ વિ. સઈસ્ત બીબી. ૭ નો. વે. પ્રો. કા. રી. પ્ર. ૩૧૩.

લગ્ન સબંધ જારી હોય તે અરસામાં જન્મેલું છોકરૂં ધણીનું ગણાય છે. કાયદેસર બક્ષિસ આપવા સારૂ બક્ષિસ આપનારે પોતાનો હક્ક છોડવો જોઇએ, અને લેનારે કબજો લેવો જોઇએ. જસવંતસિંગજી અભ્ભીસિંગજી વિગરે વિ. જેતસિંગજી અભ્ભીસિંગજી. ૩ મુસં. ઈ. અ. પ્ર. ૨૪૫

એક મુસલમાને જે ઘરમાં તેઓ રેહેતાં હતાં તે ઘર સરસામાન સાથે તથા બીજાં બે ઘર પોતાની સ્ત્રીને અવેજ વગર દસ્તાવેજ લખીને બક્ષિસ આપ્યાં. બક્ષિસપત્ર તથા કુંચીઓ પોતાની સ્ત્રીને આપી પોતે બીજે ઠેકાણે રેહેવા ગયો. થોડા વખત પછી પાછો તે આવી પોતાની સ્ત્રી સાથે તેણીના મરણ લગી રેહે છે. એ કામમાં એવો ઠરાવ થયો કે બક્ષિસને સારૂ જે જે બીના બનવી જોઇએ તેટલી બની ચુકી છે. અમીનાબીબી વિ. ખતિજાબીબી. ૧ મું. હા. રી. ઓ. સી. પ્ર. ૧૫૭.

જો કોઈ મુસલમાન જમીન બક્ષિસમાં આપે, પણ પ્રત્યેક બક્ષિસ લેનારનો હક્ક નક્કી ઠરાવ્યો ન હોય તો તે બક્ષિસ રદ છે. સૈયદ વલીમીયાં અલીમીયાં વિ. ગુલાબ કાદર મોહીદીન. ૬ મું. હા. રી. એ. સી. પ્ર. ૨૫

એક મૈયાબીબી અને તેનો છોકરો સીધી, એ બંનેએ મુસાફરી જતી વખત પોતાની મીલકત શરતી બક્ષીસ તરીકે અબુબકરને આપી, ને જ્યારે તેઓ પાછાં આવ્યાં ત્યારે અબુબકરે એ મીલકત પાછી આપતી વખત દસ્તાવેજ કરો, જેમાં એમ લખ્યું કે એ મી-

સકુલ એ બે જણ જીવતાં સુધી ભોગવે, પણ તે પોતે વેચી નાખે નહી. આ બાબત નીચેની કોર્ટે એ ઠરાવ્યું કે એ લેખ બક્ષીસનો છે, તો તેમાં શરેહ પ્રમાણે શરતો ન જોઇએ. સ્પેશીયલ અપીલમાં ઠરાવ્યું કે નીચેની કોર્ટની ભુલ છે, એ દસ્તાવેજ તો સમાધાનીનો છે, માટે તેની શરતો બરાબર પાળવી જોઈએ. ૬ મું. હા. રી. એ. જે. પ્ર. ૭૭

મુસલમાનો વચ્ચે ખત થયું હોય ને તેનું સ્વરૂપ વેચાણ ખતનું હોય, પણ ખરું જોતાં તે બક્ષિસપત્ર હોય તો તે કાયદેસર છે કે કેમ, તે વિશે નિર્ણય કરવામાં બક્ષિસના નિયમો લગાડવા. આવી બાબતમાં દસ્તાવેજના સ્વરૂપ કરતાં પક્ષકારોનો ઇરાદો ધ્યાનમાં લેવાનો છે. ઇંગ્લિશ પદ્ધતિ પ્રમાણે બક્ષિસપત્ર કરી ત્રણ સખ્સને જોઈન્ટ ટેનન્ટ તરીકે (ભાગ નક્કી કર્યા વગર) ઘર આપ્યું હોય, તો મુસલમાની કાયદા પ્રમાણે તે રદ થવાને પાત્ર નથી. બક્ષિસ આપનારના ટ્રસ્ટી અગર વાલીને સ્વતંત્ર વકીલની સલાહ લીધા વગર બક્ષિસ આપી હોય તો તે રદ થાય છે. રૂઇગાબાઈ વિ. ઇરમાલ અહમદ, ખતિઝાબાઈ અને ફાતમાબાઇ. ૭ મું. હા. રી. ઓ. સી. પ્ર. ૨૭

ગીરો મૂકેલી મિલકતનો માલકી હક્ક એક સખ્સે બક્ષિસમાં આપ્યો, પરંતુ કબજો બક્ષિસ લેનારને ન સોંપાયાના કારણથી એ બક્ષિસ રદ થઇ. મોહીનુદ્દીન વિ. મંચેરશાહ. ઇં. લૉ. રી. ૬ મું. પ્ર. ૬૫૦

મુવા પછી જે હક્ક બક્ષીસ આપવો ઠરાવ્યો છે, તે ઠરાવવાનું શરેહ પ્રમાણે કાયદેસર નથી. કુંવરબાઈ વિ. આલમખાં ઇં. લૉ. રી. ૭ મું. પ્ર. ૧૭૦

સ્થાવર મીલકતનું બક્ષીસ તે મીલકત સ્વાધીન કરીને સંપુર્ણ

કરવાના કારણસર તે મીલકતમાં કાંઇ રીતસર પેસવું જોઇએ, અગર ખરી રીતે તેથી જુદા પડવું જોઇએ એમ જરૂર નથી. માટે બક્ષીસ આપનાર ને લેનાર તે મીલકત ઉપર હાજર હોય અને બક્ષીસ આપનાર તરફથી તે મીલકત આપવાનો ઈરાદો નીઃસંશય રીતે બતાવવામાં આવેલો હોય, તો બસ છે. ઈ. લા. રી. ૯ મું. પ્ર. ૧૪૬

એક બક્ષીસપત્ર લખી આપી રજીસ્ટર કરી આપવામાં આવેલું, તેથી એક મુસલમાન ઓરતે વાદીના બાપને અમુક મીલકત આપેલી છે. તે દસ્તાવેજમાં કહેલું છે કે વાદીના બાપે બક્ષીસ આપનારનું હમેશાં રૂક્ષણ કરેલું છે, અને તેને સંપુર્ણ ભરૂસો હતો કે તે પ્રમાણે તે કરે જશે, માટે તેણીએ તેને તે મીલકત આપી. તેમાં ઠરાવવામાં આવ્યું કે જો આ બક્ષીસ ફક્ત ન હોય તો તે શરતોની સાથે બક્ષીસ છે, અને તે બક્ષીસ બળવાન થવાને બક્ષીસ લેનારને કબજો આપવો જોઇએ, માટે તે બક્ષીસ લેનારને કબજો આપવામાં આવેલો ના હોય તો, તે ખામી મુસલમાનોની વચમાં થએલું બક્ષીસ પત્ર રજીસ્ટર કરાવવાથી દુર થતી નથી. ઈ. લા. રી. ૧૧ મું. પ્ર. ૫૧૭

શરેહ પ્રમાણે કોઈ પણ બક્ષિસને કાયદેસર કરવા માટે કબજાની જરૂર છે, તેથી કરીને બક્ષીસ આપવાની મીલકત તે વખતે બક્ષીસ આપનારના કબજામાં હોવી જોઇએ. કબજા સિવાયના બક્ષીસની રૂઈએ કોઇ પણ પ્રકારનો હક્ક પ્રાપ્ત થતો નથી. ઈ. લા. રી. ૧૩ મું. ૧૫૬

ઘરની વહેંચણ થઇ શકે એવું હોય, તેના વગર વહેંચાએલા ભાગનું બક્ષીસપત્ર કાયદાસર નથી. બક્ષીસપત્ર લખાયા પછી મજીઆરાની વહેંચણ થઇ હોય, તો તે કાયદાસર ગણાય કે નહી? ઇ. લા. રી. ૧૩ મું. પ્ર. ૬૫૨

એક ઓરતે વશિયત કરેલી તેની એક બક્ષીસની રૂએ સરકારી નોટો ઉપર હક્ક ઉત્પન્ન થએલો હતો, તેમાં એમ શરત હતી કે તેણીને તેણીની હયાતી સુધી તે નોટોનું વ્યાજ મળે, અને તેણીના મરણ પછી તે તમામ નોટો તેણીના વારસો તરફથી "ટ્રસ્ટ" તરીકે રાખવાની હતી, તેથી તેણીએ स. क. ને પોતાના મુખ્ય મૃત્યુપત્ર લેખાર્પીતદાન લેનાર નીમેલા, તેમણે ફરમાવ્યું છે કે "સરકારી નોટો અનામત રાખવામાં આવેલાં છે, તેના દર માસે સરકારમાં મ્હારો પગાર રૂ.૧૩૯૯–૫–૪ મળે છે તેમાંથી એક ત્રીજો હિસ્સો મ્હારા ઉપર આધાર રાખનારાઓને અને મ્હારા પોતાના નોકરોને દર મહીને રૂ ૫૪૪–૬–૭ ધર્માદાવાડાનું ખરચ હમેશાં જારી રાખવું, અને ग. क. અને म. ને હમેશાં એટલે પેઢી દર પેઢી આપે જવો. બાકીના નોકરોને ફકત તેમની હયાતી સુધી આપવો." તેમાં ઠરાવ્યું કે, આ શબ્દોથી વશીયત થાય છે. અને ફકત મરજી બતાવવામાં આવી છે એમ થતું નથી. ઇ. લૉ. રી. ૮ ક. પ્ર. ૧૯૨

મુસલમાની કાયદા મુજબ કાયદેસર બક્ષિસને સારૂ કબજો સોંપાવવો જોઈએ, અને ભવિષ્ય કાળમાં અમુક વખતે તે અને ભવિષ્યકાળમાં અમુક વખતે બક્ષિસ અમલમાં આવે એવી શરત ન જોઈએ. મુસફઅલી વિ. હિપ્રેના કલેકટર. ઈ. લૉ. રી. ૯ ક. પ્ર. ૧૩૮

પોતાની દીકરીના ભરણ પોષણ સારૂ એક તાલુક અનિશ્ચિત મુદત સારૂ તેને ગણોતે અગર બક્ષિસમાં આપે, તો તે ગણોતે અગર બક્ષિસમાં આપનારની મરજીમાં આવે ત્યારે પાછો લેઈ શકાય. નજીબન બીબી વિ. ચાંદબીબી. ૧૩ ક. લૉ. રી. પ્ર. ૪૦૧; લૉ. રી. ૧૦ ઇ. અ. પ્ર. ૧૩૩; ઈ. લા. રી. ૧૦ ક. પ્ર. ૨૩૮

બક્ષિસ કાયદેસર થવા સારૂ કબજો અવશ્ય કરીને સોંપાયેલો જોઇએ કે કેમ, એ સબંધમાં કલકત્તા હાઇકોર્ટે વધાવતં કાઢેલો છે: મલીક અબ્દુલ ગફુર વિ. મલિકા. ઈ. લૉ. રી. ૧૦ ક. પ્ર. ૧૧૧૨.

ઘણા ભાગીદારોમાંથી એક પોતાનો ભાગ બીજા ભાગીદારને બક્ષિસ આપ્યો હોય, તો અવિભક્ત મિલ્કત છતાં મુસલમાની કાયદા પ્રમાણે તે મંજુર છે. બક્ષિસ આપનારનો અમુક મિલ્કત ઉપર હક હોય પણ પોતે કબજો લીધો ન હોય તો, બક્ષિસ લેનારને કબજો ન સોંપાયાના કારણથી બક્ષિસ રદ થતી નથી. મહંમદબક્ષ ખાન વિ. હુસેન બીબી. ઈ. લૉ. રી. ૧૫ ક. પ્ર. ૬૮૪.

અભોન (Abhon) જાતની મુસલમાન માને જો વેહેંચણ થઈ શકે એવી મીલકતમાંનો વગર વેંહેચાએલો ભાગ બક્ષીસમાં આપવામાં આવે છે, તે કારણથી આ હીબાનામાથી શરેહ મુજબનું "મુસા" નું પ્રમાણ તુટતું નથી. એમ મુકરર થએલું છે કે બે ભાગદારો અગર ભાગીયાઓ પૈકી એક જણ બીજાને પોતાનો વેંહેચ્યા વગરનો ભાગ વેંહેંચણ થતાં અવલ બક્ષિસ આપી શકે, તો તે ઉપરથી એમ પણ નિકળે છે કે ત્રણ ભાગીદારો પૈકી એક જણ પોતાનો વગર વેંહેચાએલો ભાગ બીજા બે ભાગીદારને બક્ષીસ આપી શકે. ઈ. લા. રી. ૧૫ ક. પ્ર. ૬૮૫.

એક શખસે પોતાની ઓરતની મેંહેરના અવેજમાં અમુક તાલુક અને મોજાં તે ઓરતને ખુશખુશાલીથી બક્ષિસ આપેલાં, તેમાં લગ્ન પેહેલાં મેહેરની રકમ કબુલ કરવામાં આવી હતી, એવું બતાવવાની જરૂર નથી. મેહેરની રકમ લગ્ન પછી પણ મુકરર થઇ શકે છે,

અને બક્ષીસવાળી મીલકતનો કબજો બક્ષિસ પ્રમાણે થએલો છે, એ ઠએ તેનો અવેજ ના હોય તોપણ તે બક્ષિસ બળવાન છે. માફન-નીસાબીબી વિ. હુસેનુબીબી. ઈ. લા. રી. ૩ અ. પાનું. ૨૬૬ " "

" એકાદો સખસ ઘણી મુદતથી માંદો હોય, પણ તે સારી રીતે પોતાની શુધમાં હોય, અને તે તરત મરણ પામે તેવી ધાસ્તી ના હોય તો, તેવો માંદો સખસ બક્ષિસ આપે તે શરેહ પ્રમાણે નાબુદ નથી. પણ આ કામમાં તે બક્ષીસ આપ્યા પછી તુરત તે મરણ પામ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે શરેહ પ્રમાણે તે બક્ષિસ બળવાન છે, મહમદ ગુલશેરખાન લિ. મરીયમ બેગમ. ઇ.લા.રી.૩ અ. પાનું. ૭૩૧

" એક સખસે પોતાનું ઘર બીજાને બક્ષીસ આપ્યું, તે એવા કરારથી કે તેઓ તથા તેનાં વંશજો પેઢી દર પેઢી તેમાં રેહે, પણ તેમનાથી તે વેચાય નહી. અને તે વેચે તે વખત અમારો હક. તેમાં ઠરાવ્યું કે એ ઘર ઉપર બક્ષીસવાળાની માલીકી થઇ ચુકી, અને વેચાય નહીં એવો જે ઠરાવ છે તે ભળામણ તરીકે છે, પણ ઘરની માલીકી તેથી કરી કાંઇ રદ થતી નથી. નસરહુસેન વિ. મુગરીજ બેગમ. ઇ. લા. રી. ૭ અ. પ્ર. ૫૦૫

" બક્ષિસ રદ કરાવવાનો દાવો બક્ષિસ આપ્યાની તારીખથી મુદતના કાયદાની આર્ટીકલ ૯૧ મી પ્રમાણે ત્રણ વર્ષમાં કરવો જોઇએ, એમ નથી, કારણ કે તે બક્ષિસવાળી મીલકતનો કબજો આપવામાં આવે ત્યારથી વાદીના હકનું દાવાનું કારણ ઉત્પન્ન થાય છે. મેહાબીબી વિ. ઈનાયતબીબી. ઈ. લા. રી. ૬ અ. પાનું. ૬૦૭

એક મુસલમાને મરતી વખતે બક્ષિસપત્ર કરીને પોતાની ત.

નામે મીલકત પોતાની સ્ત્રીને આપીને એ બક્ષિસ વશિયતનામા તરીકે ગણાય, તેથી બીજા વારસોની કબુલત શિવાય તે રદ થવાને પાત્ર છે; પજીર ખાન વિ. સૈયદ અલીઅલ્લી. ઇ. લૉ. રી. ૯, અ. પ્ર. ૩૫૭.

સ્વભાવિક પ્યાર અને હેત અથવા ચાકરી કરેલી મેહેરબાનીના અવેજમાં જે બક્ષીસ આપવામાં આવેલું હોય, તેનો હીબાબીલ–ઈવાજ બક્ષિસમાં સમાસ થાય છે. તેમ વેચાણના અયોગ્ય અર્થ પ્રમાણે હીબાબીલ ઇવાજની રીતીમાં આવું બક્ષીસ આવતું નથી, પરંતુ તે એક સાધારણ બક્ષીસ છે, અને શરેહ પ્રમાણે તેના મળવાપણાની બાબતમાં જે શરતો છે તેની સાથે તે સામાન્ય બક્ષીસ છે. ઈ. લા. રી. ૧૧ અ. ૧

મુસા એટલે વેહેચણ કરવા લાયક મીલકતમાંનો જે ભાગ અવિભક્ત હોય તે બક્ષીસ આપવો નહી એવી જે મનાઈ છે, તેથી તે મુસા બક્ષીસના નાબુદપણા બાબત જે કાયદો છે તે ફક્ત સખ્ત માં સમત નિયમોમાં રેહેવો જોઈએ, અને શરેહના નિયમો ઉપરથી ગણાય છે કે બક્ષીસની રૂએ લીધેલો કબજો હોવાથી જો કે મુસાની બાબતમાં કબજા વિના નાબુદ છે, તોપણ સુની અને શીયાની શાળાઓ પ્રમાણે આપેલી મીલકત અસરકારક રીતે આપેલી થાય છે. કબજામાં પાછળથી ફેરફાર થવાથી બક્ષીસના આધારથી એક વખત લીધેલો કબજો બક્ષીસને પુષ્ટી કરવાની બાબતમાં નાબુદ થતો નથી. ઇ. લા. રી. ૧૧ અ. પ્ર. ૪૫૯.

એક મુસલમાન સ્ત્રીએ અગાઉ કરી આપેલું જમાપત્ર એક દસ્તાવેજથી રદ કરીને પોતાના ધણીને પોતાની મીલકત ત્રણ શર-

તાથી સોંપી. બાદ તે કાંઇ પણ લેકર્સ મુકયા વિના ગુજરી ગઇ તે મીલકતમાંથી હિસ્સો લેવા તેણીના ધણી વિગરેના ઉપર તેની ઓરમાન બેહેને દાવો કર્યો. તેમાં ઠરાવ્યું કે મજકુર દસ્તાવેજમાં લખેલું છે, તોપણ તે મીલકતમાંથી વાદીયણ પોતાને ભાગે પડતો હિસ્સો લેવાને હક્કદાર છે: વળી ઠરાવ્યું કે શરત પ્રમાણે દેવાર્પણ સંપુર્ણ થએલું નથી, અને બક્ષિસ કરનારે બતાવેલી ત્રણ ખાસ શરતોને વાસ્તે જોઇએ તેટલી પેદાશ શિવાય તેણીની મીલકતની વ્યવસ્થા થએલી નથી. માટે કાયદેસર વકફની શરતોનો વિચાર કરવામાં આવ્યો હતો. ઈ. લા. રી. ૧૩ ન. પ્ર. ૬૬

એક મુસલમાને પોતાની દીકરીના લગ્ન વખતે પોતાની સ્ત્રીની મીલકતના અમુક ભાગમાંના પોતાના ભાગમાંના અવિભક્ત અર્ધા ભાગની લખીતવાર બક્ષિસ તેણીને આપી હતી. તેણીના અમુક મરણ પછી તેનો ધણી તેની બેહેનને પરણ્યો હતો, અને તેથી બાપે પોતાના બાકી રહેલા અવિભક્ત અર્ધા ભાગની તેણીને તેજ પ્રમાણે બક્ષીસ આપી હતી. જે તારીખે તેઓને બક્ષીસ આપવામાં આવી હતી તે તારીખે તેઓ સગીર હતી. પોતાની પેહેલી વારની સ્ત્રીનો ભાગ કે જે આપવામાં આવ્યો ન્હોતો તે લેવાને તેણીના ધણીએ દાવો કર્યો. તેમાં ઠરાવ્યું કે અચોકસપણાને વાસ્તે અથવા કબજો આપવામાં આવ્યો હોતો, તેથી તે બક્ષીસ ગેરકાયદેસર નથી. ઈ. લા. રી. ૧૩ ન. પ્ર. ૪૬

---

## મસીદ.

મુસલમાની કાયદા પ્રમાણે સ્ત્રી મસીદના વ્યવહારિક કાર્યની સંભાળ રાખી શકે, પણ ધર્મ સંબંધી કામની તપાસ રાખનારી થઇ શકે નહીં; કેમકે તેને સારૂ ખાસ ગુણો જોઈએ છીએ. હુસેન બીબી વિ. હુસેન શરીફ. ૪ મ. હા. રી. પ્ર. ૨૩

મલબારમાં મસીદના કારભાર બાબત તકરાર ઉપસ્થિત થાય તો, ઉલટ રિવાજ શાબીત થાય નહીં ત્યાં સુધી મુસલમાની વીરસાનો કાયદો લગાડવો. કુન્હીબીબી વિ. અબદુલ અઝીજ. ઈં લા. રી. ૬ મ. પ્ર. ૧૦૩

મુશલમાની શાસ્ત્ર પ્રમાણે સુની પંથના મુસલમાનોની અમુક જાતને કોઇ મશીદ અર્પણ થઇ શકતી નથી, અથવા તે જાતની ખાસ માલકીમાં તે મસીદ આવી શકતી નથી. મશીદ એવી જગ્યા છે કે જ્યાં સઘળા મુસલમાનો પોતાના અંતઃકરણ પ્રમાણે હક્ક કરી જવાને અને નીમાજ પઢવાને હક્કદાર છે. આ હક્ક બજાવતાં કોઇ પણ બીજા માણસને મુસલમાનોની કોઈ જાત કે ભાગ અટકાવી શકતી નથી. મહમદી કે વહાબી જાતના મુસલમાનો સુની મુશલમાનોની મ્હોટી સંખ્યાથી જુદા પડતા હોય, તો પોતે મુસલમાન તરીકે મસીદમાં નીમાજ પડવાને હક્કદાર છે. કોઇ મુસલમાને શુદ્ધ બુદ્ધિથી પોતાની ફરજ ન બજાવતાં બીજા માણસોને હેરાન કરવા દુષ્ટ બુદ્ધિથી મ્હોવડે અથવા બીજી રીતે મસીદમાં કાંઇ નીશાન કર્યું હોય, અને તેથી હુલ્લડ થયું હોય તો, તે મુસલમાન ફોજદારી ગુન્હાને પાત્ર થાય છે. ઈં. લા. રી. ૧૨ અ. પ્ર. ૪૯૪

## માંડવાલ.

(વશિયત—અક્ષિસપત્ર—લગ્નનું અનુમાન—ઠગાઈ.)

એક અજ્ઞાન છોકરીની માએ વાલી તરીકે દાવો આણ્યો. ઠરાવ કેટલોક પ્રતિવાદીના લાભમાં ને કેટલોક તેના ગેરલાભમાં થયો. પ્રતિવાદીએ અપીલ કરી, પણ પાછળથી તે છોકરીની મા સાથે માંડવાલ કરી અપીલ ખેંચી લીધી. પણ તે છોકરીએ દાવો આણ્યો, તેમાં ઠગાઈને લીધે માંડવાલ રદ થઇ, અને અસલ ઠરાવ, વાદીના ગેરલાભમાં હતો તેટલી પુરતી ફરીતપાસણી કરવાની અરજી મંજુર થઇ. પ્રતિવાદીએ પોતાની અપીલ પાછી ચલાવવા દેવા અરજી કરી, પણ હાયકોર્ટે તે નામંજુર કરી. પ્રિવિકૌંસિલમાં અપીલ થતાં ઠરાવ થયો કે માંડવાલ રદ કરવાની અસર એ થાય કે, બેઉ પક્ષકારને તેઓના મૂળહક્ક મળવા જોઇએ. ખજરુન્નિસા વિ. રૈસન બાન્નોન. લા. રી. ઈ. અ. ૨૯૧ અને ઈ. લા. રી. ૨ ક. પ્ર. ૧૮૪

## મુક્ત થએલો ગુલામ.

મુસલમાની કાયદાના વિલાના નિયમ મુજબ મુક્ત કરનાર શેઠના વારસો મુક્ત થએલા ગુલામની મિલકત લે છે, અને તે ગુલામના વારસોને વારસામાંથી બાતલ કરે છે. પરંતુ સન ૧૮૪૩ ના ૫ મા આક્ટથી એ નિયમ રદ થએલો છે. સદર આક્ટ પસાર થતાં અગાઉ જે ગુલામ મુક્ત થએલા, તેમજ જેઓ ત્યાર બાદ મુક્ત થએલા, તે બેઉની મિલકતની બાબતમાં એ આક્ટ લાગુ થાય છે. મુક્ત થએલા ગુલામના વારસોને તે ગુલામ હતોજ નહીં એમ ગણીને વારસો મળે છે. સયદ મીર અજમુદીન ખાન વિ. ઝીઉલનિસા બેગમ. ઈ. લૉ. રી. ૩ મું. પ્ર. ૪૨૨; ૫ ક. લૉ. રી. પ્ર. ૧૧

## મેહેર.

કાંઇ મુદ્દત પછી આપવાની મેહેર તલાક આપેથી અથવા ધણી ધણીયાણીમાંથી એકનું મરણ થએથી લેહેણી થાય છે. મીર મેહેર અલ્લી વિ. અમાની. ૨ બેં. લૉ. રી. પ્ર. ૩૦૬

એક મરનાર મુસલમાનના વારસે, મરનારની વિધવાના કબજામાં તેની મેહેર પેટે જે મિલકત હતી તે લેઈ લીધી. તે વિધવાની મેહેરની રકમ બદ્દલ તે મિલકતપર તેનો હક્ક રેહે છે. સૈયદ ઉમેદઅલ્લી વિ. મુસામત સરીહમ. ૩ બેં. લૉ. રી. એ. સી. પ્ર. ૨૭૫.

તરત આપવાની મેહેર માગણી કરેથી લેહેણી થાય છે, કાંઈ મુદ્દત પછી આપવાની મેહેર તલાક આપેથી અથવા બેમાંના એકના મરણથી લેહેણી થાય છે, પણ ફક્ત જૂદા રેહેવાથી લેહેણી થતી નથી. મુસામત રાણી ખીજરૂન્નિસા વિ. રાણી રીસૌન્નિસા બેગમ. ૫ બેં. લૉ. રી. પ્ર. ૮૪

જે ધણીએ પોતાની સ્ત્રીને અમુક સિક્કાની અમુક રકમ મેહેર બદલ આપવા ઠરાવ કર્યો હોય, અને પાછળથી જુદા સિક્કાની અમુક રકમ તે સ્ત્રીને નામે મુકે, તો તેને બક્ષિસ ન ગણતાં મેહેર પેટે આપેલી છે એવું અનુમાન કોર્ટ કરશે. ઇફતીકરૂન્નિસા બેગમ વિ. નવાબ અમજદઅલ્લીખાન. ૭ બેં. લૉ. રી. પ્ર. ૬૪૩

વિધવાની મેહેર દેવા તરીકે ગણાય છે. ધણીની કાંઈ અમુક મિલ્કતપર વિધવાનો પોતાની મેહેર બદલ એવો હક્ક નથી કે ગીરાની પેઠે કીમત સારૂ શુદ્ધબુદ્ધિથી ખરીદદારના કબજામાં ગએલી મિલ્કતમાંથી તે મેહેરની રકમ લેઇ શકે. ફક્ત વારસના હાથમાં ગએલી ધણીની મિલ્કતમાંથીજ તે વસુલ થઈ શકે. પણ ધણી અગર તેના

વારસોની મરજીથી જે મિલ્કત વિધવાના કબજામાં આવી હોય તે મિલ્કત પોતાની મેહેરની રકમ વળતાં સુધી કબજે રાખવાનો તેનો હક છે. મુસામત વહીમુન્નિસા વિ. શંબરતન. ૬ બે. લૉ. રી. પ્ર. ૫૪; ૧૪ વી. રી. પ્ર. ૨૩૯ તથા મુસામત બીબી બચંન વિ. સેખ હમીદ હુસેન, ૧૪ મુસ. ઈ. અ. પ્ર. ૩૭૭ અને ૧૦ બે. લૉ. રી. પ્ર. ૪૫

તરત આપવાની મેહેર માગણી કરી હોય તે દિવશથી લેહેણી થાય છે. માગણી ન કરી હોય તો મરણ કે બીજા કારણથી લગ્નનો ભંગ થાય તે દિવશથી લેહણી થાય છે. મુસામત મલીકા વિ. મુસામત જમીલા. લૉ. રી. ઈ. અ. સપ્લિમેન્ટરી કેસીસ પ્ર. ૧૩૫, ૧૧ બે. લૉ. રી. પ્ર. ૩૭૫;

જો મુસલમાન વિધવાએ મેહેર બદલ નાદારીમાં દાવો કીધો હોય. તો દાવાની અરજીના દિવશથી નહીં, પણ તે અરજી મંજુર થયાના દિવશથી માગણી થઇ એમ ગણી મુદતના કાયદા પ્રમાણે મુદત ગણવામાં આવશે. રાણી ખજુરન્નિસા વિ. મીરઝાં સૈફુલ્લા ખાન. ૧૫ બે. લૉ. રી. પ્ર. ૩૦૬

મીલકત બીજા વારસોમાં વેહેચી આપતા પેહેલાં વિધવાની મેહેર આપી દેવી જોઇએ. ૨ ના. વે. પ્રા. પ્ર. ૩૧૯–૩૨૦

સ્ત્રીની કબુલતથી ધણી ધણીયાણી સાથે રહ્યાં હોય, છતાં તરત આપવાની મેહેર આપ્યા શિવાય ઓરત કબજે લેવાનો દાવો ચાલી શકશે નહીં. સેખ અબદુલ શકોર વિ. મુસામત રહીમુન્નિસા. ૬ ના. વે. પ્રા. હા. રી. પ્ર. ૯૪.

કાયદેસર હિસ્સેદારે એ વારસામાં મેહેરના હિસ્સા લીધા, એ

ટલી મેહેર મટી જઈ લેનારની મિલકત થાયછે. વી. રી. એસ. એન. પ્ર. ૧૯૯

શરેહ પ્રમાણે મૌવાજ્જળ મેહેર લગ્ન સબંધ સંપુર્ણ રીતે બંધાઓ ત્યારથી તે જ્યાં સુધી ઓરત ગુજરી જાય ત્યાં સુધીમાં લેવાનો હક છે, માટે તે ઓરતના વારસો તેના ગુજર્યા પછી માગે, અને તે બાબતનો દાવો તેના મોતની તારિખથી ૧૨ વર્ષની અંદર કર્યો હોય, તો તે મુદત દરમિયાન છે. વી. રી. એસ. એન. પ્ર. ૧૯૯

શરેહ પ્રમાણે મેહેર આપ્યાની વાત શાબેત કરવા લેખની જરૂરજ છે, એમ નથી. ૧ વી. રી. મ. ૩.૧

આઉડ (અયોધ્યા)ના રાજ્યકુટુંબ પૈકી એક મુસલમાનના લગ્ન વખત તેની ઓરતને એક કરોડ રૂપીયાની મેહેર આપવાનો ઠરાવ થયો. એ મેહેર ધણી ગુજરી ગયો અને આઉડનું રાજ્ય તુટયું ત્યાં સુધી માગવામાં આવી ન્હોતી. જ્યુડિશિયલ કમિશનરે ઠરાવ કીધો કે મરનારની મિલકત તેની વિધવા અને તેના વારસો વચ્ચે સરખે ભાગે વેહેચી આપવી. પ્રિવિકૌંસિલમાં ઠરાવ થયો કે કમિશનરો પંજાબકોડ (સન ૧૮૫૪ નો) લગાડવાને બંધાએલા હતા. મલેકાં દો આલમ નવાબ, તાજદારબાહુ વિ. મિર્ઝાજહાં નાહીર વિગેરે. મુસ. ઈ. અં; પ્ર. ૨૫૨; ૨ વી. રી. પી. સી. પ્ર. ૫૫

રીવાજ મુજબની મેહેર શાબેત કરવાના કામમાં કન્યાના કુટંબની ઓરતોને કેટલી મેહેર મળવાનો રીવાજ છે, એ વાત વિચારવી જોઇએ, વરના કુટંબની ઓરતોની રીત કેવી છે એ વાતોની જરૂર નથી. કારણ મેહેર એ એક લગ્નનો બદલો છે, તેથી કન્યાની સ્થીતીના કુળ ઉપર આધાર રાખે છે, કેમકે મુસલમાનો તરેહવાર લગ્ન કરે છે. આવું છે તે છતાં વરની સ્થીતી તથા આપવાની શકતી પણ આંકડો ઠરાવતી વખત છેક બાજુ ઉપર ન રાખવી. ૪ વી. રી. પ્ર. ૧૧૧

મુસલમાન વિધવાનો મેહેર બાબત દાવો હોય, તોપણ તેના ધણીની મીલકતનો કબજો, તેના બીજા વારિસો વિરૂદ્ધ તે લેઈ શકતી નથી, પણ તેણે રીતસર તે બાબત દિવાનીમાં દાવો કરવો જોઈએ. ૫ વી., રી. પ્ર. ૧૯૪

જે કામમાં ઓરતે પોતાની મેહેરનો થોડો ભાગ માગી લીધો, બાદ જે ભાગ બાકી રહ્યો તે લેવાનો તેણીનો હક્ક જ્યારે એનો ધણી મરી જાય તે તારીખથી થાય છે. કાંઈ પેહેલી માગણી કરી તે વખતથી થતો નથી, માટે મુદત મરણની તારીખથી ગણાય. ૬ વી. રી. એસ. સી. પ્ર. ૧૦

મુસલમાન વિધવા પાસે ધણીની મિલકત હોય, તે પોતાના ધણી પાસે તેણીની મેહેર લેહેણી હોય, તો તે મેહેર મળે ત્યાં સુધી તે મિલકત બીજા વારસો વિરૂદ્ધ પોતે કબજે રાખી શકે, ને કદી કબજો લેઈ લેવામાં આવે તો તે કબજો વિધવા દાવો કરી પાછો લેઇ શકે, એવો એનો મેહેર બદલનો એ મિલકત ઉપર 'બોજો' છે, ૯ વી. રી. એપ. બી. પ્ર. ૩૧૮, ૩૧૯

મેહેરની રકમ કેટલી તે બાબત નક્કીપણું ન હોય, તોપણ તે બદલ વિધવાનો પોતાના ધણીની મિલકત ઉપર બોજો Lien છે. ૧૦ વી. રી. પ્ર. ૩૬૯

શરેહ પ્રમાણે મેહેર બદલ રૂપૈયા આપવાનો સાદો કરાર કરી આપ્યો હોય, તેથી કાંઈ તેના ધણીની મીલકત ઉપર બોજો ઉત્પન્ન થતો નથી; પણ જો કરારમાં બોજો ઉત્પન્ન કર્યો હોય તો થાય; અગર એવું થાય કે તેના ધણીના મરણ પછી એની કાંઈ મીલકત વિધવાના તાબામાં વારસો મેહેર બદલ રેહેવા દે તો બોજો ઉત્પન્ન

થાય છે, ને તે પોતાનો દાવો પતે ત્યાં સુધી કબજો ન છોડે એવો તેનો હક થાય છે. ૧૩. વી. રી. પ્ર. ૪૯

મેહેરનો બોજો તે ગિરોના બોજા જેવો નથી, કારણ તેથી લેહેણદાર એ મિલકત જ્યાંહાં ગઇ હોય ત્યાંથી લઇ શકે છે. માટે એ મેહેરનો બોજો ઉતરતા દરજાનો છે. શરેહમાં તેને બીજા લેવાની બરોબરનું દેવું ગણ્યું છે, પણ ગીરો પ્રમાણે ગણ્યું નથી. ૧૪ વી. રી. પ્ર. ૨૩૯

મેહેર કયારે લેવી એવો ઠરાવ ન હોય અગર તે મોજલછે કે મોઅજલ છે એવું નક્કી થએલું ન હોય, ત્યારે શરેહ પ્રમાણે તે મેહેર dower prompt and exigible તુરત લેવાની છે એમ ગણવું જોઇએ, એવો ઠરાવ છે. માટે ધણી સાથે લગ્ન સબંધ જ્યારી હોય તે દરમિયાન ગમે તે વખત ઓરત તેવી મેહેર માગી શકે. ૯ મ. હા. રી. પ્ર. ૯ અને ૧૯ વી. રી. પ્રી. કૌં. ૩૧૫

પાછળ આપવાની મેહેર ફલાણી વખતે આપવી એમ નક્કી કર્યું ન હોય, તો એવું અનુમાન કરવું જોઈએ કે એ મેહેર ધણી અગર ધણીયાણી એમાંથી એક મરી જાય તે વખત લેહેણી થાય છે, અગર ફક્ત ધણી મરી ગએથી લેહેણી થાય છે. ૧૯ વી. રી. પ્રી. કૌં. પ્ર. ૩૧૫

મુસલમાન વિધવા પાસે પોતાના ધણીની મિલકત હોય, તો તે મેહેર પોતાની જેટલી બાકી હોય તેટલી રકમ બદલ તેની પાસે છે એમ ગણીને તે રકમ તેને મળે ત્યાં સુધી કબજો ન છોડે. ૧૪ વી. રી. ૨૩૯, અને ૨૨ વી. રી. પ્ર. ૧૧૮

જ્યાં અમૂક ભાગ તુરત આપવાનો એમ ઠરાવેલું નહીં, તે ઠેકાણે નિચેની કોર્ટે એમ ઠરાવ્યું કે ⅓ ભાગ મેહેરનો તુરત આપવો, ને બાકીનો પાછળથી આપવો. ૨ મું. હા. રિ. પ્ર. ૨૯૧

ધણી ધણીઆણીમા જુદા પડવાથી ધણીયાણીને મેહેર માગવાની ફરજ પડતી નથી; અને માગણી ન કરે ત્યાં લગી મુદતનો કાયદો લાગુ થતો નથી. નાથી વિ. સાઉદ. ૨ મું. લા. રી. પ્ર ૨૯૩.

બક્ષીસ બાબતનો શરેહમાં નિયમ છે, તે મેહેરના દેવામાં બક્ષીસ કર્યુ હોય તેને લાગુ નથી, તેતો વેચાણ તરીકે છે. ગુલામ મુસ્તફા વિ. હરગુલ. અ. પ્ર. ૮૫૪

મેહેરની રકમ માગે ત્યારે આપવી એવું ઠરાવેલું, પણ તે કેટલી આપવી તે ઠરાવેલું ન હોય તો, તમામ રકમનો ત્રીજો હિસ્સો ધણીની હયાતીમાં સ્ત્રી માગે ત્યારે આપવો એમ ગણવાનું છે ને બાકીનો ⅔ ભાગ ધણીના મરણ પછી તેણીને લેવાનો હક થાય છે. ફૂતમાબીબી વિ. સફદીન વલદ નીજામુદીન. ઈ. લા. રી. ૨ મું. પ્ર. ૩૦૭

જો મેહેર માગે ત્યારે દેવી હોય તે આપવામાં આવે નહી ત્યાં સુધી ધણી પોતાના લગ્નના હક પાછા માગી શકતો નથી, અને ઓરત પોતાના ધણીની સાથે રેહેવાને ના કહી શકે છે, પછી તે ઓરતે ધણીનું ઘર મેહેર માગ્યા સિવાય છોડયું હોય અને તેનાપર દાવો કરવામાં આવે, ત્યારે તે માગે તોપણ ચીંતા નહીં. લગ્ન વખતે જો મેહેર બીજી રીતની ઠરાવવામાં આવી ના હોય તો તેનો એક ભાગ તો જ્યારે માગે ત્યારે આપવાનો સમજવો, અને તે ભાગ રીવાજ પ્રમાણે ઠરાવવો. જ્યારે રીવાજ ના હોય ત્યારે તે ઓરતની સ્થીતી અને મેહેરની રકમ ઉપર નજર રાખી કોર્ટે તેને તે અપાવવી. આ નિયમ ઉપર નજર રાખી કોર્ટે ઠરાવ્યું કે રૂ. ૫૦૦૦) નો ¼ આવી બાબતમાં માંગે ત્યારે આપવો સમજવો, કારણ કે આ કામમાં એ-

રત કીસબણ છે, અને કીસબણના કુટુંબમાંથી આવેલી છે, માટે તે ઠરાવવામાં કોર્ટે પોતાનો અખત્યાર વાપરેલો છે તે બરાબર છે. તાશી દુન્નીસા વિ. ગુલામ કંબાર. ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૪૮૩

લગ્ન વખતે મેહેર થોડી મુદત પછી આપવાની ઠરાવી ન હોય, ત્યારે મેહેરનો કાંઇ ભાગ 'તરત આપવાનો' છે એમ ગણવું. અને એ રકમ કેટલી અપાવવી એ બાબત રિવાજ ન જણાય તો તે ભાગ નક્કી ઠરાવવામાં તે સ્ત્રીના કુળ તથા કુલ મેહેરની રકમનો વિચાર કરવો. ફાતમાબીબી વિ. સદરૂદ્દીન. ૨ મું હા. રી. પૃ. ૨૯૧, ઐદન વિ. મઝરહુસેન ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૪૮૩; તાશીદુન્નિસા વિ. ગુલામ કમ્બર. ઈ. લૉ. રી. ૧ અ. પ્ર. ૪૮૫

મેહેર ગમે તેવી ભારે હોય, અને લગ્ન વખતે તેનો ધણી ગરીબ હોય કિંવા ન હોય, અથવા મેહેરનું દેવું આપવા જેટલી મિલકત મૂકી ગયો હોય કે ન હોય, તેમ છતાં શિયા પંથના ધણીએ કબૂલ કરેલી સઘળી મેહેરની રકમ લેવાનો ઓરતનો હક છે. સુગરબીબી વિ. મસુમાબીબી. ઇ. લૉ. રી. ૨ અ. પ્ર. ૫૭૩.

શરેહ પ્રમાણે જ્યાં સુધી તુર્ત આપવાની મેહેર ધણીએ ઓરતને આપી નથી, ત્યાં સુધી લગ્નના હક્ક પુરા કરાવવા બાબતનો તેનો દાવો ચાલી શકતો નથી, ને કદી ઓરતે લગ્ન થયા પછી પાંચ વર્ષ સુધી ભેગી રહી લગ્નના હક્ક પુરા કર્યા હોય તોપણ હરકત નથી. જ્યારે દાવો કરે ત્યારે તે મેહેર માગી શકે છે, અને તે આપ્યા વિના દાવો ચાલી શકતો નથી. વિલાયત હુસેન વિ. અલારખી. ઈ. લા. રી. ૨ અ. પ્ર. ૮૩૧

શિયા ધણીએ પોતાની સુન્ની ઓરતને કબજે લેવાનો દાવો

કર્યો. આ કામમાં ઠરાવ્યું થયો કે ઓરતને પોતાના સંપ્રદાયનો કાયદો લાગુ પડે છે, તેથી તરત આપવાની મેહેર આપ્યા શિવાય ધણીનો દાવો ચાલી શકે નહીં. નસરત હુસેન વિ. હમીદન. ઈ. લૉ. રી. ૪ અ. પ્ર. ૧૦૫.

પોતાના મૈયત ધણીની મિલકતનો કાયદેસર કબજો કોઈ વિધવાને મળ્યો હોય, તો તેના મરણ પછી તેના વારસો પાસેથી પણ મેહેરની રકમ મળતાં સુધી સદરહુ મિલકતનો કબજો છીનવી લેવાય નહીં. અમીરુન્નિસા વિ. મોરાદીઉન્નિસા ૬ મુર્સ. ઈ. અ. પ્ર. ૨૧૧; કરીમબક્ષ ખાન વિ. કુલ્ડીન મુર્દ. ૧૫ વી. રી. પ્ર. ૮૨. અજીઝુલ્લાખાન વિ. અહમદ અલીખાન. ઈ. લા. રી. ૭ અ. પ્ર. ૩૫૩

કોઈ મુસલમાને પોતાની ઓરતને તાબે લેવા સારૂ દાવો કર્યો હતો, તેમાં ઓરતે એવી તકરાર બતાવી કે વાદીએ મ્હારી મેહેરના રૂપીયા આપ્યા નથી, તેથી હું તેને ઘેર જવાને બંધાએલી નથી. વાદીએ તે રકમ લગ્નના કરારથી આપવાનું કબુલ કર્યું હતું, પણ તે રકમ તેણે આપી નથી. તેમાં ઠરાવ્યું કે પ્રતીવાદીઅણ તેણીનાં ધણીને ઘેર જઈ તેની સાથે રેહેવા સારૂ મેહેર નહી આપવાના કારણથી ના પાડી શકતી નથી. ઈ. લા. રી. ૧૧ મ. પ્ર. ૩૨૭

---

## રક્ષા.

શિયા તેમજ સુનીશાળા સંપ્રદાય મુજબ દીકરો સાત વર્ષનો થાય અને દીકરી સ્ત્રી ધર્મમાં આવે ત્યાં સુધી બાપના કરતાં માનો તેમની રક્ષાનો હક્ક વધારે છે. નુરકાદીર વિ. ઝુલુખાં બીબી. ઈ. લા. રી. ૧૧. ક. પ્ર. ૬૪૯; ભુચા વિ. ઇલાહીબક્ષ. ઈ. લા. રી. ૧૧ ક. પ્ર. ૫૭૪ બુધીનબીબી વિ. ફઝલ્કોલાહ. ૨૦ વી. રી. પ્ર. ૪૧૧, ઇત્યાદિ. નરૂ અમીરૂન્નિસા ૧૧ વી. રી. પ્ર. ૨૯૭, અને રૈબેગમ વિ. રેઝા-હુસેન. ૨ વી. રી. પ્ર ૭૬.

શિયાશાળા સંપ્રદાય મુજબ મા ખરાબ ચાલની ન હોય તો, તેને પોતાની બાળક દીકરીઓની રક્ષાનો હક્ક છે. હુસેની બેગમના કામમાં. ઈ. લા. રી. ૭ ક. પ્ર ૪૩૬.

કાયદેસર વાલી તરીકે વાદીએ પોતાની સગીર બ્હેનની રક્ષા માટે દાવો કીધો. એ કામમાં એવું ઠરાવવામાં આવ્યું કે જો તેને કાયદા પ્રમાણે રક્ષાનો હક્ક છે, તોપણ તે કસુબણ હોવાથી તેની સગીર બ્હેનના હિતને અર્થે તેનો દાવો કાઢી નાંખવાને પુરતુ કારણ છે. અબારસી વિ. ડુજે. ઈ. લૉ. રી. ૭ અ. પ્ર. ૫૯૮.

લગ્ન.

શેરહની રીત પ્રમાણે જોઇએ તો મરણ અગર બીજી રીતે લગ્ન સબંધ તુટ્યો, એટલે પછી પક્ષકારો અગર તેમના વારસોને એક બીજા સાથે, જેમ એક સહીઆરા વેહેપારના ભાગીયાના વારસોમાં, જે સહીઆરૂં તુટ્યા પછી જેવો સબંધ રેહેતો નથી, તેવો આમને પણ રેહેતો નથી. ૧ વી. રી. પ્ર. ૧૫૨.

એક મુસલમાનની છોકરી ન્હાની વયની હતી. તેનો કાયદેસર વાલી તેના દાદાનો ભાઈ હતો. પણ તે ખુનનો અપ્રાધી ઠર્યાથી કેદમાં હતો. તેને પાછો આવવાની આશા ન્હોતી, અને તે એ છોકરીની મા અને દાદીએ કરેલું લગ્ન રદ કરવાને પાત્ર નથી. શેખ કાલુ વિ. ગરીબુલ્લાહ. ૧૩ બે. લો. રી. પ્ર. ૧૬૩ નોટ; ૧૦ વી. રી. પ્ર. ૧૨

એક મુસલમાન સ્ત્રીએ પોતાના માજી ધણીના સગીર છોકરા તરફથી સન ૧૮૬૦ ના ૨૭ મા આકટ પ્રમાણે સર્ટીફીકેટ માગ્યું, અને તેમાં સગીરની મા અને મરનાર ધણીના વચે લગ્ન થએલું તે વાત ઉપર આધાર રાખેલો, પણ કોર્ટના જડજની નજરમાં એ વાત શાબેત ન આવી, તેથી સર્ટીફીકેટ આપ્યું નહીં. આ ઉપરથી ઠર્યું કે એ સર્ટીફીકેટ મળ્યું નહીં, એટલાજ સબબ ઉપરથી શરેહ પ્રમાણે જે લગ્નનું અનુમાન અને સગીરના ઔરસપણાનું અનુમાન થઈ શકે એવું હોય, તે જતું રેહેતું નથી. ૧૬ વી. રી. પ્ર. ૪૨૯

શરેહ પ્રમાણે તુર્ત આપવાની મેહેરનો આંકડો આપી ચુક્યા, એટલે લગ્ન સંપૂર્ણ થયું એમ કેહેવાનો ધણીનો હક્ક છે. ૧૩ વી. રી. પ્ર. ૩૭૧

શિયાશરેહ પ્રમાણે તમામ પ્રસંગે લગ્ન કાયદેસર ગણાય છે,

પણ જ્યારે બંનેના મા બાપ તરફથી કે એક પક્ષકારના મા બાપ તરફથી ભૂલ થઇ હોય, ત્યારે તે ગેરકાયદે ગણાય છે. ૧૪ વી. રી. પ્રે. ૧૨૫.

લગ્નનો કરાર અમલમાં લાવવા માટે આ દેશની દિવાની કોર્ટોમાં દાવો થઇ શકતો નથી. ૨૪ વી. રી. પ્ર. ૪૮.

શિયા શાળા સંપ્રદાય પ્રમાણે બે સગીર ઉમરના મુસલમાન વચ્ચે ફઝુલી રીત મુજબ લગ્ન ક્રિયા થઈ હોય, તો તે લગ્નને પુખ્ત કરવા સારૂ તે સગીર પાકી વય અને સમજણનું થાય, ત્યારે તેણે કબુલ કરી બાહાલ રાખવું જોઇએ. સુની શાળામાં છોકરી પાકી ઉમરે પોંહોચતાંજ જો લગ્ન નાકબુલ કરે તો, એવાં લગ્ન રદ થઈ શકે છે. શિયા મત પ્રમાણે આ વાત છોકરીને સમજાવવી જોઇએ, કે પછી તે લગ્ન બાહાલ રાખે કે નાકબુલ કરે.

એક છોકરીનો બાપ મરી ગયાથી તેનો બાપની માએ તેનું લગ્ન કર્યું, અને છોકરી પાકી વયે પોંહોચ્યા બાદ, પણ તેના ધણીની સાથે કોઇ પણ વખત રહ્યા વગર અને લગ્ન બાહાલ અગર નાકબુલ કર્યા વગર મરી જાય, તો તે દાદીને તેની મિલ્કત મળે નહીં. તે છોકરીની માને તે મિલકતનો ⅓ ભાગ મળે, અને બાકીની તેના ઓરમાન ભાઇ તથા બેહેનોને મળે. નવાબ ખીના જહાન વિ. મહમદ અસગર ખાન. લૉ. રી. ઈ. અ. સુપ્લિમેન્ટરી વૉલ્યુમ પ્ર. ૧૯૨; ૨૬ વી. રી. પ્ર. ૩૧.

એક મુસલમાન પુરૂષ અને તેનાથી નીચા વર્ગની સ્ત્રી વચ્ચે નિક્કો થયો, અને તે નિકાના લગ્નથી ઉત્પન્ન થએલું છોકરૂં, જે હતું તેનું ઓરસપણું શાબેત થયું; પણ સદર કોર્ટે લગ્ન વિશેના પૂરાવ ઉપર ભરૂંસો રાખ્યો નહીં, અને તે બાબતની હકીકત ધ્યાનમાં ન

હેતાં એમ અનુમાન કર્યું, કે, લગ્ન થયું હશે એમ સંભવ નથી; તે ઉપરથી તે ઠરાવ રદ કરી જ્યુડીશીઅલ કમીટીએ ઠરાવ્યું કે છેટની કોર્ટે અનુમાન ઉપર જવું ન્હોતું, પણ પુરાવા ઉપરથી ન્યાય કરવો જોતો. ૧૧ મુર. ઈ. અ. પ્ર. ૧૭૭, ૧૭૮.

એક મુસલમાન, એક મુસલમાની જે કીસબણ હતી, ને જે તેના ઘરમાં રેહેતી હતી. તેની સાથે ઘણાં વર્ષ સુધી રહ્યો, તે મુસલમાનના મરણ પછી તેણીએ તેની ઓરત તરીકે દાવો કીધો; અને લગ્ન શાબીત કરવા માગ્યું, પણ કરી શકી નહીં. ઠરાવ થયો કે આવી હકીકત ઉપરથી કોર્ટથી એવું અનુમાન ન કરી શકાય કે એક સ્ત્રી જે એકવાર કીસબણ હતી, તે લાંબી મુદત અને સારી રીતે ચાલવાને લીધેજ પરણેત સ્ત્રી થઈ. કાયદાનું સાધારણ અનુમાન એ થાય કે લગ્ન થયુંજ નથી. મુસામત જોનતુલ બતોલ વિ. મુસામત હુસેની બેગમ. ૧૧. મુર. ઈ. અ. પ્ર. ૧૯૪.

મુસલમાન ધણી પોતાના લગ્ન હક્ક અમલમાં લાવવા સારૂ દિવાની કોર્ટમાં ઓરત કબજે લેવાનો દાવો આણી શકે. પણ જો તે ઓરત તરફ એવી ક્રૂરતા વાપરવામાં આવતી હોય કે જેથી ધણીને તાબે જવું જોખમકારક હોય, તો કોર્ટ તેના ધણીને ઘેર મોકલશે નહીં. મુનશી બઝલુર રહીમ વિ. શમસુન્નિસા બેગમ. ૧૧ મુર. રી. પ્ર. ૫૫૧.

મુસલમાની કાયદા પ્રમાણે લગ્ન થયું હોય, તોપણ છોકરીને યુવાવસ્થાના ચિન્હ જણાય ત્યાં સુધી ધણીને ત્યાં ન મોકલતાં પોતાના કબજામાં રાખવાનો માનો હક્ક છે અને બાપ તથા ધણીની ગેરહાજરીમાં મા છોકરીને બીજે સ્થળે લેઇ જાય તોપણ, છોકરીને સોળ વર્ષ થયાં ન હોય અથવા મેહેર મળી ન હોય તો, તેને કોર્ટ ધણીના કબજામાં સોંપશે નહીં. ખતીજા બીબીના કામમાં. ૫ બેં લૉ. રી. પ્ર. ૫૫૭.

એક મુસલમાનની ૧૦ વર્ષની છોકરીને स. નામના માણસના હવાલમાંથી લેવાને વાસ્તે હૅબીઅસકોર્પસનું રિટ માગવા અરજી કરી. તેમાં હકીકત એવી હતી કે તે છોકરીનો બાપ મૂળ યાહુદી કોમનો હતો, ને પાછળથી મુસલમાન થયો, ને ફરી પાછો યાહુદી થયો. ને છોકરીની મા મુસલમાન હતી. स. નામના મુસલમાન સાથે બાપની મંજુરી સિવાય માએ લગ્ન કર્યું હતું. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે स. નો હવાલો બેરકાયદેસર નહોતો, કારણ કે બાપે જ્યારે મુસલમાની પંથ છોડી દીધો ત્યારે લગ્ન થવામાં તેની મંજુરીની જરૂર નહોતી; એવી હકીકતમાં માની મંજુરી બસ છે. તેથી અરજી નામંજુર કરવામાં આવી. મહીનબીબીના કામમાં. ૭૩ બેં. લા. રી. પ્ર. ૧૬૦.

એક મુસલમાન તરુણ વયમાં આવેલી સ્ત્રીને કાયદેસર રીતે પરણ્યો હોય તો તે, તે સ્ત્રીના બાપ અને બીજો સખ્સ જે તેણીનો ધણી છું એવો દાવો કરતો હોય, તેના વિરુદ્ધ તે સ્ત્રીને પોતાનાથી દૂર રાખવા સમજાવ્યા બદલ નુકશાનીનો દાવો લાવી શકે. અબુહનીફાના મત પ્રમાણે યુવાવસ્થામાં આવેલી સ્ત્રી બાપ અથવા બીજા વાલીની મંજુરી સિવાય પરણી શકે, પણ સાફીના મત પ્રમાણે મંજુરી હમેશાં જોઈએ. મહમદ ઇબ્રાહીમ વિ. ગુલામ અહમદ બીન મહમદ. ૧ મું. હા રી. ઓ. સી. ૫. ૨૩૬.

ઓરતને પોતાના ઘરમાં કોર્ટ મારફત બળાત્કારે લાવવાનો દાવો જ્યાં સુધી તરત આપવાની મેહેર આપી ન હોય, ત્યાં સુધી એક બાજુની મંજુરીથી સહનિવાસ કરી ચુક્યા હોય, તોપણ ચાલી શકે નહી. સેખ અબદુલ શકુર વિ. મુસામત રહીમુનિસ્સા. ૬ નૉ. વે. પ્રા. હા. રી. ૫. ૯૪.

ઓરત કબજે લેવાના દવામાં પ્રતિવાદીની તકરાર એવી હોય કે મને મેહેરની રકમ આપી નથી, તો તે ચાલી શકે નહી. કુન્હી વિ: મોઈદીન. ઈ. લૉ. રી. ૧૧ મ. પ્ર ૩૨૭.

લગ્નના હક્ક પુરા કરાવવાના દાવામાં વહુએ પેહેલી હરકત એવી લીધી કે લગ્ન કરતી વખતે તેણીનો ધણી તેણીના બાપના ઘરમાં તેણીના ભેગો રેહેશે, એવી તેણે શરત કરેલી તે તેણે પાળી નથી, અને બીજી તકરાર એવી લીધી કે તેણીનું જે પલ્લું લેહેણું હતું તે તેણે લગ્નનો લાભ લીધાં છતાં આપ્યું ન્હોતું. તે કામમાં હાઈકોર્ટે પેહેલી તકરાર વિશે આધારવાળા પુસ્તકો જોયા પછી, પણ આવી જાતની શરત કોઈ પણ કેસમાં કાયદાસર ગણાય કે નહી તે વિશે ઠરાવ કર્યા વગર ઠરાવ્યું કે, જે શરત પ્રતીવાદીએણ બતાવે છે તે વાદીના દાવાનો પુરતો જવાબ નથી. બીજી તકરાર વિષે ઠરાવ્યું કે તરતનું પલ્લું આપ્યું નથી, એ પણ આ દાવામાં પુરતી તકરાર નથી: ઈ. લા. રી. ૧૭ ક. પ્ર. ૬૭૦

---

## વટલી જવું-મુસલમાની ધર્મમાં.

એક હિંદુ સ્ત્રી મુસલમાની ધર્મમાં વટલી જાય તો તેથીજ તેના હિંદુ ધણી સાથેનું લગ્ન રદ થતું નથી. તેથી તેની હયાતીમાં એવી સ્ત્રી કાયદેસર બીજું લગ્ન કરી શકે નહીં. જો તે મુસલમાન સાથે નીકા કરે, તો તે પીનલકોડની કલમ ૪૯૪ મુજબ ગુન્હેગાર થાય છે. મુંબઈ સરકાર વિ. ગંગા. ઈ. લૉ. રી. ૪ મું. પ્ર. ૩૩૦.

---

## વારસો

અમૂક સખ્સ મ્હારો દીકરો છે એમ કોઈ મુસલમાન કબુલ કરે, તો તે એ વાતનો પ્રથમ દર્શનિક પુરાવો છે એટલુંજ નહીં, પણ તેથી દીકરો માની લીધાની વાત સ્થાપિત થાય છે. એ પ્રમાણે માની લીધાની વાત જો તે બે જણની ઉમરમાં બાપ દીકરાનો સમ્બંધ ગણવા જેવો તફાવત હોય, અને તે છોકરો બીજા કોઇનો છે એવું સાબીત થયું ન હોય તો કાયદેસર છે. મુસામુત બીબી નજીબુન્નિસાની અરજીની બાબતમાં. ૪ બેં. લૉ. રિ. ઍ. સી. પ્ર. ૫૫

છીનાળાથી ઉત્પન્ન થએલાં છોકરાં વચ્ચે કાંઈ રક્તસબંધ (નસબ) હોતો નથી. વારસાના હકનો આધાર રક્તસબંધ ઉપર હોવાથી એક દાશીપુત્ર બીજા ભાઇની મિલકતનો વારસો લેઇ શકે નહીં. મુસામત સાહેબજાદી બેગમ વિ. મીરઝાં હિમ્મત બાહાદુર. ૪ બેં. લૉ. રી. ઍ. સી. પ્ર. ૧૦૩

મુસલમાની કાયદા પ્રમાણે એક માણસે બીજાને પોતાનો તે ભાઈ છે એવો અંગીકાર કર્યો હોય, તેટલી ઉપરથી તેને ભાઈ તરીકે વારસો મળી શકતો નથી. તે અંગીકાર કરનારના વિરૂદ્ધ પુરાવામાં લેવાય, પણ બીજા વારસો વિરૂદ્ધ તે અંગીકાર બંધન કર્તા નથી. મીરઝાં હીમત બાહાદુર વિ. સાહેબજાદી બેગમ. ૧ મેકફરસન્સ ઈ. અ. પ્ર. ૨૩ અને ૧૩ બેં. લૉ. રી. પ્ર. ૯૨

મુસલમાની કાયદા પ્રમાણે દાદીના બાપના પુરૂષ વંશજોનો શેષાધિકારીપણાથી વારસો લેવાનો હક મરનારની સગી બેહેનનાં છોકરાં કરતાં પેહેલો છે. મુસલમાન અને મુસલમાન વચ્ચેના દાવામાં વંશાવળી મુખજુબાનીથી સાબીત કરી શકાય. મોહીદ્દીન અમીદખાન વિ. સૈદ મહમદ. ૧ મ. હા. રી પ્ર. ૯૨

મુસલમાન રાજાની તમામ મિલ્કતમાં સાધારણ રીતે ધર્માનુસાર તેના વારસોમાં વિભાગ થાય કે નહીં, એ હજી શક ભરેલું છે. ગુલામ મહમદ નેમતખાન વિ. ડેલ. ૧ મ. હા. રી. પ્ર. ૨૮૧

ધર્મ ક્રિયા કરવાને અમુક જમીન ધર્માદાય આપી હોય, તો તેની ઉપજ જે માણસને તે સોંપી હોય તે મરી જાય ત્યારે તેના વારસો લેઈ શકે નહીં. જાફર મોહીઉદીનસાહેબ વિ. અજી મોહીદીન સાહેબ. ૨ મ. હા. રી. પ્ર. ૧૯

મુસલમાન કુટુંબના વહિવટ કરનારે મજીયારી મિલ્કતમાં જે કાંઇ વધારો કર્યો હોય, તે બીજો પુરાવો ન હોય તો મજીઆરી મિલ્કતની મદદથી કર્યો એવું અનુમાન થાય છે. વેલાઈ મિરા રાવત્તન વિ. મીરા મોઈદીનાવરાવત્તન. ૨ મ. હા. રી. પ્ર. ૪૧૪.

મુસલમાન દાસીપુત્રને પોતાનો તે છોકરો છે એવું કોઈ કબુલ કરે. તો તેને બીજી પરણેલી બાયડીથી થએલા પુત્રના જેટલોજ વારસો મળશે. છોકરાને પોતાનો માની લાધેલો હે એ વાત તે માની લેનારની તે છોકરા તરફના વર્તણુંક ઉપરથી શાબીત કરી શકાય. સૈયદ નલાઉલા વિ. મિરાતસાહેબ ૨ મું. હા. રી. એં. સી. પ્ર. ૨૮૫

કોઇ મુસલમાન સ્ત્રી, જે મિલ્કતમાં તેનો હક્ક છે તેને સારૂ પોતાની જીંદગી પુરી થયા બાદ પણ ચાલે એવો લાંબી મુદતનો પટ્ટો કરી આપે, તો તે રદ થવાને પાત્ર નથી. નિછાભાઇ પ્રાગજી વિ. હસેખાન હાજી અબદુલ્લાખાન. ૨ મું. હા. રી. એં. સી. પ્ર. ૨૯૭

એક માણસ ગુજરી ગયો તેની વિધવાએ કાયદેસર હિસ્સેદાર તરીકે તેના બે દીકરા વિરૂદ્ધ પોતાના ભાગને સારે દાવો આણ્યો. તેથી એ કામના ફેંસલાના વાત નિર્ણીત ગણી. એક દીકરાને બીજા દીકરા

વિરૂદ્ધ શેબાધિકારીના સખશે દાવો આણવાને કાંઇબાધ આવતું નથી. ઇમામસાહેબ વિ. કાશીમસાહેબ. ૧૧ મું. હા. રી. ઍ. સી. પ્ર. ૧૦૪

કોઈ સહવારસે મરનારની મિલકતનો ખોટો ઉપયોગ કરીને તે પૈશાની જમીન વેચાતી લીધી, તે જમીનમાં કોઈ પણ બીજા વારસને હિસ્સો મેળવવાનો હક નથી. પણ પોતાના ભાગના પૈશા ફક્ત લેવાનો હક છે. નુરલહુસેન વિ. મુસામત મુનીરિમ. ૪ નૉ. વે. પ્રૉ. હા. રી. પ્ર. ૧૦૩

મુસલમાની કાયદા પ્રમાણે કોઇ માણસનો પત્તો લાગતો ન હોય, ત્યારે તેના વારસો તેની મિલકત તેને માટે સંભાળી મૂકવા અથવા બીજી કોઈ પણ મતલબથી વેહેચી લેઇ શકે નહીં; વેંહેચણુ તો તેના મરી ગયા પછી અથવા કાયદેસર મરણનું અનુમાન થયા પછીજ થવી જોઇએ. કાલીખાન વિ. મુસામત જાદી. ૫. નૉ. વે. પ્રા. હા. રી. પ્ર. ૬૨

એક સખ્સ કયાં ગયો છે તેનો પત્તો લાગ તો ન હોય, ત્યારે તેને જે મિલકત વારસામાં મળવાની હોય તે લેવા તે ગુમ થએલા સખ્સનાં બૈરી છોકરાં દાવો આણે તો તે ચાલે નહીં. શાથી કે તેનું મરણ શાબીત થયું નથી. ને તેના જન્મથી ૯૦ વર્ષ પૂરાં થયાં નથી. ગુમ થએલા સખ્સના ભાઇના કબજામાં જે ભાગ હતા તેનું વેચાણ રદ છે. પણ ઠરાવ થયો કે તે ભાઇના કબજામાં તે ભાગ રેહેવા દેવો, એવી શરતે કે ગુમ થએલો સખ્સ પાછો આવે ત્યારે તેણે તે ભાગ આપી દેવો. મુસામત રૂખીબીબી વિ. મુસામત રાહત બીબી ૭ નૉ. વે. પ્રા. હા. રી. પ્ર. ૧૪૧

મુસલમાની કાયદા પ્રમાણે ઓરમાન મા વાલી તરીકે મિલકત વેચી શકે નહીં; અને પોતે જો વારસ ન હોય તો બીજા વારસોને

માટે પણ મિલ્કતની કાંઈ વ્યવસ્થા કરી શકે નહી. મુસામત૦માં૦ વિ. મૌલતાબક્ષ. ૭ ના. વે. પ્રા. હા. રી. પ્ર. ૩૪૩

શરેહ પ્રમાણે જે માણસ છોકરાં મુકયા વગર મરી જાય, તો તેની મીલકતમાંથી તેની વિધવાને ૧/૪ હિસ્સો આપ્યા બાદ જે બાકી રહે, તેમાંથી વારસો માગવાનો બેહેનના દીકરાનો હક છે. ૫ વી. રી. પ્ર. ૨૩

શરેહ પ્રમાણે દીકરી બાપના મરણ પેહેલાં અગર પછી, તેમજ પરણ્યા પેહેલાં કે પછી વ્યભીચારણી થઈ હોય, તોપણ વ્યભીચારના કારણથી તેને વારસો મળવામાં હરકત પડતી નથી. ૬ વી. રી. ૩૦૩

મુસલમાનોમાં વારસો દત્તક છોકરાને મળી શકતો નથી. ૯ વી. રી. પ્ર. ૫૦૨

શરેહ પ્રમાણે જ્યાં સુધી ભાઈ તથા બેહેન હોય કે ફક્ત એકલો એકજ ભાઈ જીવતો હોય, ત્યાં સુધી મરનાર ભાઈની દીકરીઓને વારસો મળતો નથી. ૧૦ વી. રી. પ્ર. ૩૦૬

શરેહ પ્રમાણે એકઝીકયુટર જેવો વારસ હોય; તે તે દેવું આપવા માટે અથવા બીજા જરૂરીયાત કારણસર મીલકતના થોડા થોડા ભાગ વેચે તો હરકત નથી. ને તેવાં વેચાણ શુદ્ધ અંતઃકરણથી ખરી કીંમત લેઇ થયાં હોય તો, તેથી જે હક મળે છે તે નાબુદ થતો નથી. ૧૩ વી. રી. પ્ર. ૨૧૬

"શરેહ પ્રમાણે વારસ થવાનો હક છોડી દેઈ શકાય છે. એ છોડી દેવાનું કૃત્ય કાંઇ જાહેર જોઇએ એવી જરૂર નથી. ગર્ભિત રીતે પણ થઇ શકે, એટલે બીજા ઉપર જે દાવો કરવાનો તે ન કરે અગર કરે તો બંધ પડે, એટલે ગર્ભિત રીતે ભાગ છોડી દીધો એમ સમજાય. ૧૭ વી. રી. પ્ર. ૧૦૮

મુસલમાન ખોજો મરણ પામે તેને કાંઈ ફરજંદ ના હોય, અને તેણે વસિયત પણ કરેલી ના હોય, તો તેની બેહેન કરતાં તેની વિધવાને વારસ થવાનો પ્રથમ હક્ક છે. પ્રતીવાદીએ કહેલું છે કે ખોજાઓમાં વારસ બાબત જે ખાસ રીવાજ છે તે હિંદુશાસ્ત્રથી જુદો છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ખાસ રીવાજ શાબેત કરવાનો બોજો પ્રતીવાદીઅણના ઉપર છે. મુસલમાન ખોજાઓમાં હિંદુશાસ્ત્ર કરતાં જુદો નિયમ છે, એ શાબેત કરવાને તે ખોજાઓની જાતનો ખાસ સખ્સોના અભિપ્રાયનો પુરાવ બસ નથી. માટે અમુક વખતે તે રીવાજ પ્રમાણે ચલાવવામાં આવ્યું હતું એવા દાખલાઓથી શાબેત થવું જોઈએ. રહીમતબાઈ વિ. હીરૂબાઈ ઈ. લા. રી. ૩ મું. પ્ર. ૩૪

એક નવાબઅલી ચોધ્રી તા. ૨૧ જુલાઈ સન ૧૮૯૭ના રોજ મરણ પામ્યો, તેની વિધવાએ તેના ધણીની વારસ તરીકે તેના હિસ્સાની અમુક જમીનનો કબજો લેવા દાવો કરયો. પ્રતીવાદીએ તકરાર કરી કે હું મરનાર નવાબઅલીનો એકસરખી સીટીમાં પીત્રાઈ ભાઈ થાઉં છું. અને વાદીઅણનો પોતાનો ધણીની મીલકતમાં ચોથા હિસ્સા કરતાં વધારે હક્ક નથી. આ પક્ષકારો મુસલમાન ધર્મમાં સુન્ની પંથના છે, તેમાં ઠરાવવામાં આવ્યું કે જ્યારે બીજા સહહિસ્સેદાર ના હોય અને પ્રતીવાદી મરનારનો સગો થાય છે એવું તે શાબેત કરી શકતો નથી, તો વાદીઅણને મરનારની મીલકત વારસામાં મળવાનો હક્ક છે. મહમદી અરસાદ ચોધ્રી વિ. સાજુદા બાનુ. ઈ. લા. રી. ૩ ક. પ્ર. ૭૦૨

મરનાર ધણીની મીલકતના શેષમાંથી બીજા વારસોનું વિરૂદ્ધ વિધવાને હિસ્સો લેવાનો શરૂ પ્રમાણે હક્ક નથી. ઈ. લા. રી. ૧૧ ક. પ્ર. ૩૪

મરનાર મુસલમાનની મીલકત તેના વારસોએ વેહેંચી લીધી, તે બખત, તે મરનારનું થોડું દેવું હતું. વારસોમાંથી બે જણ ઉપર ન-ામે દેવાને માટે દાવો કરયો. તેમાં ઠરાવ્યું કે તે વારસોએ વારસા-માં જેટલી મીલકત લીધી હોય તેટલે દરજ્જે લેહેણદારના દેણાના જ-વાબદાર છે. માટે તેટલી રકમનું તેઓના ઉપર હુકમનામું થવું જો-ઇએ. પ્રથીપાળસીંહ વિ. હુસેની જાન. ઈ. લા. રી. ૪ અ. પ્ર. ૩૬૧

છોકરાનું ઔરસપણું, લગ્ન થયા વિશે સાક્ષાત પુરાવો ન હોવાથી શાબીત થઇ ન શકે, ત્યારે તેને એ મ્હારો છોકરો એવું કોઇ સખ્સે માની લીધું હોય, તો તે સખ્સ તે છોકરાનો બાપ છે એવું મુસલમાની કાયદાનું અનુમાન છે. પણ તે અનુમાન જ્યારે તે છોકરો બીજા કોઇનો છે એવું શાબિત થયું ન હોય ત્યારે કરવામાં આવે છે. મહમદ અલ્લ-દાદ ખાન વિ. મહમદ ઇસમાઇલ ખાન. ઈ. લા. રી. ૧૦ અ. પ્ર. ૨૮૯

---

## વાલી અને સગીર.

ઘણીજ અગત્ય હોય અગર સગીરને ખુલ્લી રીતે લાભ થતો હોય, તે સિવાય મુસલમાની કાયદા પ્રમાણે વાલી સગીરની મિલકત વેચી શકે નહીં. અને વાલી પાસેથી ખરીદનાર પોતે કરેલી ખરીદી શુદ્ધબુદ્ધિથી કરેલી છે એવો બચાવ લાવી શકે નહીં, મ્હોટો ભાઈ પોતાની સગીર બેહેનોની મિલકતનો આવો વાલી નથી. મુસામત બુક્ષન વિ. મુસામત મનદાઇ કુંવરી. ૩ બેં. લૉ. રી. ઍ. સી. પ્રૅ. ૪૨ ફ.

એક સગીર ઉમ્મરની સ્ત્રીની કાયદેસર વાલીની કબુલત વગર, તેની મા તથા દાદીએ કરેલું લગ્ન રદ કરાવવા સારૂ દાવો લાવવામાં આવ્યો. વાદી તે સ્ત્રીના દાદાનો ભાઈ હતો અને ખુનના ગુન્હા ફ્રૅટલ કેદમાં હતો. ઠરાવ કરવામાં આવ્યો કે સગીરનો નજીકનો હયાત વાલી હાલ બેશક વાદી છે. પણ તેણે તેની કાંઈ દરકાર કરી નથી, અને તેને તજી છે. વળી તે વાલી જેલમાં છે અને ત્યાંથી કોઇ પણ વખત છુટો થશે એવો સંભવ નથી. આવી સ્થિતિમાં સગીરની મા તથા દાદીએ કરેલું લગ્ન કાયદેસર છે. એ લગ્ન અયોગ્ય છે એમ કેહેવામાં આવતું નથી, તે તેથી રદ ઠરાવવાને કારણ નથી. સેખ કાલુ વિ. સેખ ગરીબુલ્લા. ૧૩ બેં. લા. રી. પ્ર. ૧૭૩ નોટ. ૧૦ વી. રી. પ્ર. ૫૨.

સગીરના લાભ માટે જંગમ મીલકતનું વેચાણ કર્યું હોય તો, તે મંજુર ગણાય છે. ૧૭ વી. રી. પ્ર. ૨૩૯

સ. ની સગીર ઉમ્મરમાં તેના બાપની મિલકતમાંના તેના ભાગનું તેની માએ કરેલું વેચાણ રદ છે. સ. ના બાપે મિલકત ગીરો મૂકી હતી. આ ગીરો હક છોડવવામાં ખરીદદારોએ કરેલા ખર્ચનો પોતાનો હિસ્સો આપ્યા વગર ખરીદદારો પાસેથી પોતાના ભાગની મિલકતનો

કબજો મેળવવા **સ.** નો દાવો ચાલે નહીં. મિર્ઝાં પનાઅલ્લી વિ. સૈયદ સુદીક હુસેન. ૭ મો. વે. પ્રા. હા. રી. પ્ર. ૨૦૧.

અમુક મિલ્કતમાં પોતાના ધણીનો ભાગ મેળવવાને વાદીઅણે દાવો આણ્યો. સદરહુ મિલ્કત વાદીઅણના ધણી તથા બીજા સખ્સોને **મ.** ના વારસ તરીકે મળી હતી. વાદિઅણના ધણીની સગીર ઉમ્મરમાં એ મિલ્કત **મ.** ના વારસોએ વેચી હતી; અને તેમાં વાદિઅણના ધણીને બદલે તેના મ્હોટા ભાઈએ વાલી તરીકે ભાગ લીધો હતો. વળી કામમાં એવું પણ સાબીત થયું કે મુંબાઈના ગવર્નરના એજન્ટ અને **મ.** ની મિલ્કતની વ્યવસ્થામાં સરકાર તરફના પ્રતિનિધિએ એ વેચાણ સારૂ પોતાની સમ્મતિ આપી હતી. વાદીઅણની તકરાર એવી હતી કે સગીરનો મ્હોટો ભાઈ તેનો વાલી તરીકે તેની સગીર ઉમ્મરમાં તેની મિલ્કત વેચી શકે નહીં. ઠરાવ થયો કે જો એ વેચાણ મુસલમાની કાયદા મુજબ યોગ્ય રીતે નીમાએલો વાલી સગીર તરફથી કરી શકતો હોય તો, સરકારની મંજુરી વાલીને સત્તા આપવાને બસ છે. એમ પણ ઠરાવ્યું કે કાયદા પ્રમાણે જ્યારે મરનાર દેવું મૂકી ગયો હોય અગર સગીરના પોષણને અર્થે જરૂર હોય, ત્યારે સગીરની સ્થાવર મિલ્કત તેનો વાલી વેચી શકે છે. હુસેની બેગમ વિ. ઝીલુલનિસા બેગમ. ઈ. લૉ. રી. ૬ મું. પ્ર. ૪૬૭.

મા બાપ વગરની સગીર સ્ત્રીના મામાને, તે નાલાયક છે એમ જણાય નહીં ત્યાં સુધી એક તદ્દન પારકા માણસ કરતાં તે સ્ત્રીની મિલ્કતના વાલીપણાનો વધારે હક્ક છે. ઈમામબક્ષ વિ. ઠકાબીબી. ઈ. લા. રી. ૯ ક. પે. ૫૭૮.

શીયાવર્ગના મુસલમાન બાપનો ૭ વર્ષ ઉપરની ઉમરની દીકરીનો કબજો રાખવાનો તેની મા વિરૂદ્ધ હક્ક છે. ઈ. લા. રી. ૧૦ કે. પ્ર. ૯૫

માએ ત્રાહીત સાથે લગ્ન કર્યું હોય તો તેણીનો પોતાના છોકરીના વાલીપણાનો હક્ક જાય છે, અને તે પ્રસંગે સગીર છોકરી હોય તો બીજા મરદ સગાઓ કરતાં તે છોકરીની વડીયાઇનો વાલી થવાનો પ્રથમ હક્ક છે. ઈ. લા. રી. ૧૦ ક. પ્ર. ૧૫

ન્હાની ઉમરની છોકરીના વાલીપણાનો હક્ક કાકા કરતાં વડીઆઈનો શરેહ પ્રમાણે પ્રથમ છે. પછી તે છોકરીનું સગીર સાથે લગ્ન કરેલું હોય, અને તે સ્ત્રીના ચિન્હમાં આવેલી ના હોય તેની ચીંતા નહી. ઇ. લા. રી. ૧૧ ક. પ્ર. ૪૧૭

ન્હાની વયની દીકરી કે જે સ્ત્રીના ચિન્હમાં આવેલી ના હોય તેણીનો કબજો રાખવાનો હક્ક ધણી કરતાં માનો પ્રથમ છે. ઈ. લા. રી. ૧૧ ક. પ્ર. ૬૪૯

મ. નામના સગીરને તેના બાપ તરફથી વારસામાં મળેલી મિલ્કત તેની માએ તેના બાપનું કાયદેસર દેવું પતાવવા સારૂ લેહેણદાર પ્રતિવાદીને શુદ્ધબુદ્ધિથી વેચી. મ. લાયક ઉમ્મરનો થયો ત્યારે તેણે તેજ મિલ્કત વાદીને વેચી. પ્રતિવાદીનું વેચાણ રદ કરી કબજો મેળવવા વાદીએ દાવો આણ્યો. ઠરાવ થયો કે મ. નો કરતાં વાદીને વધારે હક્ક નથી, ને તેથી દેવું આપ્યા વગર તેમો દાવો ચાલી શકે નહીં. શાહીરામ વિ. મહમદ અબદુલ રેહેમાન. ૬ નૉ. વે. પ્રા. લા. રી. પ્ર. ૨૬૮ વળી જુઓ હુસેનઅલી વિ. મેહદી હુસેન. ઈ. લા. રી. ૧ અ. પ્ર. ૫૨૩

શરેહ પ્રમાણે વાદીઅણ પોતાની બેહેનની વાલી છે. તેણીએ પોતાની સગીર બેહેનને કબજે લેવા દાવો કરયો, તેમાં ઠરયું કે તે પોતે ફીસ્‌ગાગુ છે, માટે તેણીને સગીર સોંપાય નહી. અબાસી વિ. જુન. ઇં. લા. રી. ૧ અ. પ્ર. ૫૪૮

સન ૧૮૭૫ ના ૯ માં આક્‌ટની કલમ ૨ ને કરાર કરવાની લાયકીની સાથેજ માત્ર સબંધ છે; તે કલમને દાવો આણવાની લાયકીની સાથે સબંધ નથી. પી. ઇથાઈ અમા વિ. દેરીરા લોકીલમ મોદ. ઇં. લા. રી. ૩ મ. પ્ર. ૨૪૮.

---

## વીલ ઈઅને વશિયતનામું.

જે માણસ મુસલમાની ધર્મ પાળતો ન હોય તેને કોઈ મુસલમાને પોતાના વશિયતનામાની વ્યવસ્થા કરનાર તરીકે નીમ્યો હોય, તો તેથી તે વશિયતનામું રદ થતું નથી. અને તેને તે જગ્યાએથી દૂર કરવામાં આવે ત્યાં સુધીમાં તેણે જે કામ વ્યવસ્થા કરનાર તરીકે કર્યાં હોય તે કાયદેસર ગણાય છે. જેહાનખાન વિ. સી. કે. મ-ડી. ૧ બે. લા. રી. પ્ર. ૧૯

વીલ અગર વશિયતનામું કરી જે વારસને મિલકત મળવાની ન હોય, તેને તે આપવી એમ ઠરાવી હોય તો, તે શરેહ પ્રમાણે ગેરકાયદેસર છે. ૨ વી. રી. પ્ર. ૪૯

જો વશિયતનામામાં વારસે ખુશીથી સહી કરી હોય તો, તેના વિરૂદ્ધ એ વીલ ખરૂં ગણવું જોઈએ. ૪ વી. રી. પ્ર. ૩૫

એક મુસલમાન સ્ત્રીએ વીલ કર્યું, તેમાં પોતાના નજીકના સગાંઓને બાતલ કરી પોતાના ભત્રીજાને તમામ મીલકત પેઢી દર પેઢી ભોગવે એમ કરીને આપી. તેમાં ઠરાવ્યું કે એ ભત્રીજાને તમામ આપેલું, અને જો તે ભત્રીજો પોતાની કાકી પેહેલાં મરી જાય તો, તેના છોકરાને મળે નહીં. ૪ વી. રી. પ્ર. ૬૬

**શીયા** મુજબના એક મુસલમાને મોઢાનું વીલ કરી પોતાની મીલકતનો ⅓ કરતાં ઓછો ભાગ તેમાં લખી આપ્યો, તે ઠરાવ અને વીલ કાયમ રહ્યું. ૫ મુસ. લૉ. એ. પ્ર. ૧૯૯

વશિયતનામાથી એક ત્રત્યાંશ કરતાં વધારે મિલકત આપી હોય તો તે બધા વારસો કબૂલ કરે, તો તે વશિયતનામાની વ્યવસ્થા

મંજુર રેહે છે. પણ તે કબુલાત વશિયતનામું કરી આપનારના મરણ પછી આપવી જોઈએ, કારણ કે ત્યાર પેહેલાં કોઇને પણ વારસાનો હક શરૂ થતો નથી, અને જે લોકોને કાંઇ હક સબંધ તેથી તેમની કબુલાત નિરર્થક છે. ચેરાચન વિટ્ટીલ એશાંકુત્તી ઉમા વિ. વલીઆ પુડીઆકલ બીઆથુ ઉમાહ. ૨ મ. હાઁ. રી. પ્ર. ૩૫

કોઈ પરણેલી સ્ત્રીએ પોતાનો ધણી હયાત છતાં, પોતાની તમામ મિલકત પોતાના ભાઇને વશિયતનામું કરી ધણીની સમ્મતિ વગર આપી હોય, તો તે વશિયતનામું કાયદેસર મંજુર રેહે નહીં. સેખ મહમદ વિ. સેખ ઈમામુદ્દીન. ૨ મું. હા. રી. એ. સી પ્ર. ૫૦

મુસલમાની કાયદા પ્રમાણે વશિયતનામું લખીને કરવાની જરૂર નથી. લખાણ કરવાને વખત પુષ્કળ મળ્યો હોય તે છતાં લખાણ કર્યું ન હોય, તો તેથી શક લેવાનું કારણ છે. પણ મ્હોડેથી મરનારે જે મરજી જણાવી હોય તે શાબીત થાય તો તેની અસર લખેલા વશિયતનામા જેટલીજ છે. મુસામત તમીઝ બેગમ વિ. ફર્હત હુસેન. ૨ ના. વે. પ્રૉ. હા. રી. પ્ર. ૫૫

મુસલમાની કાયદા પ્રમાણે વશિયતનામામાં જે માણસને વશિયત પ્રમાણે વહિવટ કરવાને નીમ્યો હોય, તે પોતાની પછી બીજાને સે કામ કરવાને નીમવા મુખત્યાર છે. સેખ હાફીઝઉર રેહમાન વિ. ખાદીમ હુસેન ૪ ના. વે. પ્રૉ. હા. રી. પ્ર. ૧૦૬

વહુ પોતાની મીલકતની વશિયત પોતાના ધણીની સમત્તી વિના પોતાના ભાઇને કરે તો તે શરેહ પ્રમાણે મંજુર નથી. ઇં. લૉ. રી. ૨ મું. પ૦

એક મુસલમાન સ્ત્રીએ નિચે લખ્યા મુજબ વશિયતનામું કીધું. "મને છોકરાં નથી, તેથી મ્હારા ભાઈ મીર હમદુલ્લા ઉર્ફે છોટેસાહેબે તેની હયાતીમાં પોતાની રાજી ખુશીથી તેનો બાળક છોકરો મીરરૂહુલ્લા મ્હારે ખોળે આપ્યો તે દિવસથી સદર મીરસાહેબને મ્હારા કુટુંબમાં દાખલ કરી તેને મેં મ્હારા દીકરા તરીકે દત્તક લીધો છે. તેથી તેને હુંજ ઉછેરૂં છું ને તે મ્હારો વારસ છે, અને મ્હારી સઘળી મિલ્કતનો હું તેને માલીક ઠરાવું છું, માટે સદર મીરસાહેબના કબજામાં મેં તે આપી છે, મ્હારા ખાવિંદ સુરતના નવાબ મીર અફઝલુદ્દીન ખાનસાહેબની માલમતામાં મ્હારો ભાગ છે. તેનો માલીક પણ એ મીરસાહેબ છે, તેથી જો મ્હારી હયાતીમાં તે મિલ્કત મ્હારા હાથમાં આવશે તો હું તેના કબજામાં સોંપીશ, તેથી તેજ માલીક છે. મ્હારા મરણ પછી ને તે મિલ્કતની વેંહેચણ થાય તો એજન્ટસાહેબની કોર્ટમાંથી મ્હારો ભાગ ઉપલ્યા હક્કથી લેવાને મીરસાહેબ માલીક છે. કોઈએ તેની સામા થવું નહી." આ કામમાં ઠરાવ થયો કે એ લેખ વિલ નથી. બક્ષિસનામું છે. જો એ લેખની મતલબ પોતાના ધણીની મિલ્કતમાંના પોતાના ભાગનો મીરસાહેબને માલીક ઠરાવવાની હોય, તોપણ મુસલમાની કાયદા પ્રમાણે આપનારના મરણ પછી તેના ભાગમાં માલકી હક્ક આપી શકાય નહીં." કુંવરબાઈ વિ. મીર આલમખાન. ઈ. લૉ. રી ૭ મું. પ્ર. ૧૫૦

મુસલમાની કાયદા મુજબ વશિયત કરનારના મરણ સમયે જે માણસ હયાતીમાં ન હોય તેવાને તે મરનારના વશિયતનામા મુજબ વારસો મળી શકે નહીં. એ કામમાં આશાબાઇ વિ. હાજી તૈયબ ( ઈ. લૉ. રી. ૯ મું. પ્ર. ૧૧૫ ) ના આધારે એવો પણ ઠરાવ

થયો કે, કચ્છી મેમનને વારસાની બાબતમાં હિંદુનો કાયદો લાગુ પાડવામાં આવે છે. અબદુલ કાદર હાજી મહમદ વિ. સી. એ. ટરનર ઓફિશિયલ એસાઇની. ઇ. લા. રી ૯ મું. પ્ર. ૧૫૮

## વેહેચણ.

ખોજા મુસલમાનોમાં બાપની સમ્મતી સિવાય દીકરો બાપની હયાતીમાં વડીલોપાર્જીત મીલકતની વેહેચણ કરાવી શકે છે. આ બાબતમાં હિંદુશાસ્ત્રનું અનુમાન ખોજાઓને પણ લાગુ પડે છે. મીલકત સ્વોપાર્જિત હતી તે શાબેત કરવાનો બોજો બાપને સીર છે. ઇ. લા. રી. ૧૨ મું. પ્ર. ૨૮૦

## વ્યાજ.

મુસલમાનોમાં વ્યાજ લેવાનો ધારો હાઇકોર્ટે માન્યો છે. મીઆ ખાન અને મુનખાન વિ. બીબી બીબીજાન અને બીબી અનુજાન ૫. બે. લા. રી. ૫૦૦; અને ૧૭ વી. રી. પ્ર. ૩૦૯

## સગીરની મિલકતનું વેચાણ.

( જુઓ વાલી અને સગીર. )

જે સગીર કોર્ટને તાબે નથી તેની સગીરપણાની ઉમર ઓછામાં ઓછી ૧૬ વર્ષની છે, એમ ગણવું જોઈએ. ૮ વી. રી. પ્ર. ૩૦૬

સગીરના બાપ ઉપર વાલી તરીકે સગીરપણામાં દાવો લાવેલા, તે કામમાં પક્ષકારોની બદદાનત માલમ પડવાથી, ઠર્યું કે તે સગીર જવાબદાર છે. ૧૬ વી. રી. પ્ર. ૩૭૪

એક કામમાં વાદીએ દાવો કર્યો કે મ્હારી ઓરત ૧૦ વર્ષની છે ને તે મને પરણેલી છે, ને મ્હારે ઘેરે રેહેતી હતી, પણ તેની મા અને બીજા માણસો થઈ તેણીને લઈ ગએલાં છે તે ફરી મોકલતાં નથી, તેને મ્હારે કબજે કરો; એ કામમાં કોર્ટે ઠરાવ્યું કે એ ઓરત સગીર ઉમરની છે માટે કબજે અપાય નહીં, એમ ઠરાવી દાવો કાઢી નાંખ્યો. ૫ ના. થે. પ્રા. પ્ર. ૧૯૬.

બંગાળાના સગીરના અક્ટની કલમ ૧૮ પ્રમાણે મંજુરી સિવાય સર્ટીફીકટવાળા વાલીએ ગીરો લખી આપેલું હોય તે રદ બાતલ હોય, તોપણ તે કલમથી તે કાયદા વિરુદ્ધ થતું નથી: અને કરાર આક્ટની કલમ ૬૫ પ્રમાણે વાદીને ગીરો મ્હારા હિસ્સા વિરુદ્ધ અમલ કરવા લાયક નથી, એવું હુકમનામું, વાદીની મીલકતના ફાયદા સારૂ તે ગીરોનાં નાણાં ખીરવામાં આવેલાં હોય, અગર તેની ખોરાકી પોશાકી, કેળવણી અગર લગનમાં વાપર્યા હોય તો, તે પાછાં આપ્યા શિવાય મેળવી શકતો નથી. ઈ. લા. રી. ૯ અ. પ્ર. ૩૪૦

શરેહના નિયમોના મ્યાકટનાટનસાહેબના ગ્રંથના બાબ ૮ મા ની કલમ ૧૪ માં બતાવેલી હકીકત સિવાય જે સગીરની મીલકત ઉપર લેઓના હક્કની તકરાર ન હોય, તેવા સગીરની સ્થાવર મીલકત વેચવાને શરેહ પ્રમાણે વાલી મુખત્યાર નથી. પરંતુ જે કામમાં મેહેસુલ આપનારી જમીનના હક્ક બાબત તકરાર હોય, અને તે જમીનમાં સગીરના જે હિસ્સા હોય તે તેમના વાલીએ વેચેલા હોય તે તકરારનુ છેવટ આવેલું હોય, અને તે જમીનના ઘણા ભાગ બાબત કલેકટર સેટલમેન્ટ કરી શકે તેવું થયું હોય તો, વ્યાજબી કીમત મેળવવાથી તે સગીરના ફાયદા સારૂ કરેલો વ્યવહાર તે સગીરના વિરૂદ્ધ અને ખરીદદારના ફાયદામાં બળવાન વેચાણ પ્રમાણે ચાલી શકે છે. ઈ. લા. રી. ૧૬ ક. પ્ર. ૬૨૭

---

## હિંદુ રીવાજ.

પોતાને ઠીક લાગે તેના ફેરફાર સાથે મુસલમાન કુટુંબ હિંદુ રીવાજ સ્વીકારી શકે. હિંદુ અવિભક્ત કુટુંબને જે જે નિયમો અને અનુમાનો લાગુ છે એમ હાયકોર્ટે ઠરાવેલું છે. તે સઘળાં અવિભક્ત મુસલમાન કુટુંબને લગાડવાને જડજની કાયદાથી ફરજ છે એમ નથી. તે નિયમો અને અનુમાનો અમુક કામમાં ક્યાં સુધી લગાડવાં તે બાબત નિર્ણય કરવો તેના વિચારપર છે. સદરનીસા વિ. મઝહર ખાતુન. ઇ. લા. રી. ૩ ક. પ્ર. ૬૯૪.

---

## હુકમનામું.

મરનાર દેવાદારના વારસો પૈકી એકની કબુલતથી તેનાપર થએલું હુકમનામું મુસલમાની કાયદા પ્રમાણે બીજા વારસોનિ બંધનકારક નથી. અસમુથેમનિસા બીબી ( મીર અશરફઅલીની વિધવા ) વિ. રાય લછમીપતસિંગ. ઈ. લા. રી. ૪ ક. પૃ. ૧૪૨; ૨ ક. લા. રી. પૃ. ૨૨૩; હેન્દ્રી વિ. મુતીલાલ ધુર. ઈ. લા. રી. ૨ અ. પૃ. ૨૯૫; સીતાનાથ દાસ વિ. રાય લછમીપતસિંગ ૧૧ ક. લા. રી. પૃ. ૨૬૮.

એક મુસલમાનના મરણ પછી તેના કેટલાક લેહેણદારોએ તેની વિધવા અને દીકરી ઉપર દાવો કરી તે મરનારની મીલકત ઉપર હુકમનામાં મેળવ્યાં, તે મીલકત તે મા અને દીકરીના કબજામાં આવેલી હતી. આ હુકમનામાની બજાવણીમાં તે મીલકતમાંની કેટલીક મીલકત વેચાવવામાં આવી. તે ઉપરથી તે મરનારની બે બેહેનો જે સદરહુ વિધવા અને તેણીની દીકરીથી જૂદી પોતાના ધણીના ભેગી રેહેતી હતી, તેમણે સદરહુ મરનારની વારસો તરીકે તે વેંહેચણ થયલી મીલકતમાંથી પોતાનો હિસ્સો લેવા દાવો કર્યો. તેમાં ઠરાવ્યું કે મરનારની મીલકત તેનું દેવું આપવામાં જમે કરાવી વેચાવવામાં આવેલી છે, માટે વાદીઓનો દાવો કાઢી નાંખવો જોઈએ. મરનાર મુસલમાનનો એક લેહેણદાર, જે વારસના કબજામાં મીલકત હોય તે વારસ ઉપર દાવો કરી મરનારની મીલકત ઉપર હુકમનામું મેળવે તે, તે દાવો વહિવટ બાબતના દાવા તરીકે ગણવો જોઈએ; માટે જો મરનારના વારસોને તેમાં પક્ષકાર તરીકે દાખલ કરવામાં ના આવે તો, તેથી જ્યાં સુધી કાંઈ કપટ ના હોય ત્યાં સુધી, વસિયત કરનારનું

દેવું આપતાં જે બાકી રહે તે શિવાય તે દાવો રાખી શકતાં નથી. મૃત્યાજાન વિગરે વિ. અહમદઅલી વિગરે. ઈ. લા. રી. ૮ ક. પૃ. ૩૭.

"એક મરનાર મુસલમાનની મીલકત તેના વારસોએ શરેહ પ્રમાણે પોતાના હિસ્સાની વેંહેચી લીધી, એ વેંહેચણ કરતી વખતે તે મીલકત ઉપર થોડુંક કરજ હતું, પછી તે તમામ કરજ બાબત તે વારસોમાંના બે વારસો ઉપર દાવો કરવામાં આવ્યો. તેમાં ઠરાવવામાં આવ્યું કે શરેહ પ્રમાણે મીલકતની જવાબદારીવાળું થોડું કરજ હોય, તોપણ વારસો મીલકતની વહેચણી કરી પોતપોતાના હિસ્સા લઈ શકે છે, અને આ બે વારસો ઉપર તમામ કરજનું હુકમનામું થયે, તો તે બીજા વારસોને બંધનકારક થાય નહીં, માટે તે બે વારસોએ પોતપોતાનો તે મીલકતમાંથી હિસ્સો લેવાથી તે તમામ કરજના જવાબદાર થયલા નથી, સબબ તે તમામ કરજનું હુકમનામું તે બે વારસો ઉપર કરવું નહી જોઇએ, પણ તે મીલકતનો જેટલો હિસ્સો તે બે વારસોએ લીધો હોય તેના પ્રમાણમાં તે કરજ પૈકી રકમનું તેમના ઉપર હુકમનામું થવું જોઈએ. હમીરસીંગ વિ. ઝાકીર. ઈ. લા. રી. ૪ અ. પૃ. ૩૬૧.



# કઠણ શબ્દનો કોષ.

અનૌરસ—કોઈ સ્ત્રી પુરૂષનું શાસ્ત્ર પ્રમાણે લગ્ન થયેલું નહિ છતાં તેમના વિહારથી ઉત્પન્ન થએલી પ્રજા.

અર્દ્ધરક્ત—અડધું લોહી, જેમકે ઓરમાનભાઈઓ અન્યોઅન્ય અર્ધા રક્તના સગા છે.

અર્થે—હેતુ, કારણ.

અપવાદ—બાધ, સામાન્ય નિયમથી ઉલટાપણું.

અનુક્રમ—એક પછી એક.

અનુમાન—ધારણા, કલ્પના.

અગ્રક્રયાધિકાર—વેચાણ રાખવાનો પ્રથમ અધિકાર.

અંગભૂત પદાર્થ—કાંઈ વસ્તુ સાથે વળગેલી વસ્તુઓ.

આગ્રહ—હઠ.

અગત્યની—જરૂરની, અવશ્યક.

અનુસારી—મળતું આવે એવું.

અકારણ—વ્યર્થ, કાંઈ કામ વગરનું.

અપ્રસિદ્ધ—ઘણાના જાણવામાં નહિ એવું.

અલ્પ—જુજ, લઘુ.

અર્પણ કરવી—આપવી.

અદલોબદલો—સાટાપાટી.

અનુમત—સમ્મતિ, કબુલાત, મંજુરી.

અવિભક્ત—મઝીયારૂં, વહેંચ્યા વગરનું.

અગ્રતા—પહેલાપણું.

અયોગ્યતા—નાલાયકી.

અધિક—વધારે, જાસ્તી.

અલગ—દૂર, વેગળા.

એકત્ર—એકઠું, સહિયારૂં.

ઈલાયદા—જૂદા, નોખા, નિરાળા.

ઉત્પત્તિસ્થાન—મૂળ, બીજ.

ઉત્તરાધિકાર—કોઇ સખસની પાછળ તેનો હક્ક લેવાનો અધિકાર.

ઉપજીવિકા—ગુજરાન, નિર્વાહ.

ઉદાહરણ—દાખલો, દૃષ્ટાંત.

ઉત્પન્ન કરવું—પેદા કરવું, નિપજાવવું.

કહાણીઓ—કહેલી વાતો, વચન.

કૃત્ય—કામ, કાર્ય.

કાયદાસર હિસ્સેદાર—મુસલમાની કાયદામાં જે સગાને માટે વારસાનો અમુક હિસ્સો નક્કી કરેલો છે તે સગો.

કાર્ય—કામ, કૃત્ય, કારજ.

કોષ—શબ્દનો તેમના અર્થ સહિત સંગ્રહ.

ગતથયેલો—મરી ગયલો.

ગર્ભિત—અર્થાત સમજાય એવું, ખુલ્લું નહિ પણ આજુ બાજુની હકિકત ઉપરથી સમજી શકાય એવું.

નિર્ણય—ઠરાવ, ચુકાદો.

ન્યારી—કોઇ અમુક માણસ અથવા બાબતનેજ લગતું.

ન્યૂનાધિક—ઓછું વધતું, કમી જાદે.

નોખોનોખો—જૂદો જૂદો, જૂદું, નિરાળું.

નાનાપ્રકારની—ભાતભાતની.

નિશ્ચયાર્થક—નક્કી, છેવટનું.

નિવેડો—ફેંસલો, ચુકાદો.
છતમાં—હયાતીમાં.
જુમેદારી—બોજો, જવાબદારી.
જ્યેષ્ટત્વ—પ્રથમ જન્મ્યાના કારણથી મ્હોટાપણું.
ટીપ—ટીકા.
ત્યાગ કરવો—છોડવું, તજી દેવું.
તાત્કાળિક—તરતનો, તેજ વખતનો.
તાત્પર્ય—હેતુ, ભાવાર્થ, સાર, કારણ.
તરીકે—પેઠે, લેખે.
તજવું—છોડી દેવું.
દર્શાવવું—બતાવવું.
દંપતિભાવ—વર વહુની પેઠે.
ધરમૂળથી—પ્રથમથી, શરૂઆતથી, આરંભથી.
ધર્માદા—ધર્માદા આપેલી મિલકત અથવા ધર્માદા આપવાનું કાર્ય.
ધન—માલમિલકત, માલ.
ધારણા—કલ્પના, વિચાર.
પ્રતિભાગ—ભાગનો ભાગ, પેટાનો ભાગ.
પ્રમાણ—આધાર, કોઈ મ્હોટા માણસનું વાક્ય અથવા લખાણ.
પૂર્વદૃષ્ટાંત—બની ગયલો દાખલો.
પરસ્વાધીન—પરવશ, બીજાને તાબે.
પ્રતિનિધિત્વ—બીજાના હકથી અથવા બીજાના તરફથી.
પૂર્ણરકત—આખું લોહી, જેમકે સગાભાઈ બેહેન, એ પરસ્પર પૂર્ણ રક્તનાં સગાં છે.

પ્રજાધર્મભેદ—જૂદા જૂદા રાજાઓની તરફ જૂદી જૂદી પ્રજાની ભક્તિ.
પ્રતિબંધ—અટકાવ, અડચણ, હરકત.
પ્રેતક્રિયા—મરનારની પાછળનું કારજ.
પાત્ર—લાયક, યોગ્ય.
પ્રત્યેક—દરેક, એકએક.
પ્રત્યાગામી—પાછી આવનારી વસ્તુ. ( કલમ ૫૪ જુઓ. )
પઠણ—સાટું, કરાર, શરત, ઠરાવ.
પરિણામ—વજન, તોલ, જથો.
પૌત્ર—દીકરાનો દીકરો.
પૂર્ણ—પૂરૂં, આખું.
પૂરવણી—વધારો, ઉમેરો.
પશ્ચાત્કાલિક—હવે પછીના સમયનું.
પ્રત્યક્ષ—સાક્ષાત, નજર આગળનું.
પ્રાણઘાતક—જીવનું જોખમ કરે એવું.
પીડિત—પીડા પામતું.
પરહસ્તગત કરવું—પારકા માણસને કાંઈ સ્વાધીન કરવું.
પ્રતિજ્ઞા—ખાત્રીપૂર્વક કહેવું, સોગન.
પ્રાયશ્ચિત—પાપ નિવારણ કરવા માટે ક્રિયા કરવી તે.
ફરજ—જરૂર, અગત્ય, ધર્મ.
ફાળેપડતો—ભાગે પડતો.
બંધન—ફરજ, બાંધનારી વસ્તુ.
બુદ્ધિપૂર્વક—જાણી જોઇને, અજાણતાં નહિ.
બંધનકારક—જરૂર પાડે એવું.
ભાષ્યકર્તા—ટીકા કરનાર.

ભેદ—તફાવત, અંતર.

ભાજકાંક—જે આંકડાથી કોઇ રકમને ભાગવાની છે તે આંકડો. જેમકે બારને પાંચે ભાગવા હોય, તો અહિં પાંચ એ ભાજકાંક છે.

ભાવાર્થ—હેતુ, મતલબ.

ભાષાન્તર કર્તા—તરજુમો કરનાર.

મૃતદાન—વસિઅતનામાથી આપેલું દાન અથવા બક્ષિસ.

મૃતદાન ગ્રાહી—વસિયતનામાથી દાન લેનાર.

મુક્ત કરનાર—છોડવનાર, બંધનમાંથી મોકળો કરનાર.

મિસલો—, આ રીતનું ચિન્હ અથવા નિશાની.

મેહેર—મહેલુ, મુસલમાનની ઓરતને લગ્ન બદલે વર પાસેથી જે અવેજ મળે છે તે.

મોઘમપણું—બાંધે ભારે રાખવાપણું, અદબપણું.

મરણશૈયા—મરણપથારી.

મૂળતત્વ—કોઈ બાબતના પ્રથમ શિખવાના મુખ્ય નિયમ.

મરામત—સમારવું, દુરસ્ત કરવું.

મુદ્દામ—વિશેષ, અમુક.

મુક્ત—છુટો, મોકળો.

મર્ણાવસરે—મરતી વખતે.

યુવાવસ્થા—જુવાની, જોબન.

રહિત—વગર, વિના.

રિવાજ—ચાલ, દસ્તુર.

રક્ષા—શરીરનું રક્ષણ.

રૂએ—આધાર ઉપરથી, પ્રમાણે.

લઘુ—હાનું.

લક્ષ—ધ્યાન, ચિત્ત.
લેખે—લેખે, દાખલ.
લક્ષણ—ગુણ.
વિસ્તાર—ફેલાવો, પસાર.
વિવેચન—ટીકા.
વ્યવસ્થા—તોડ, ધારો, ગોઠવણ.
વિરુદ્ધ—ઉલટો, સામે.
વાલી—કાચી ઉમરના બાળક વગેરેની સંભાળ રાખનાર.
વિષય—બાબત, વસ્તુ, ચિન્હ.
વાસ્તવિક—ખરેખરી.
વ્યાખ્યા—અર્થ સમજાવવો તે.
વિધિવિરોધ—રીતથી ઊલટું, રીતસર નહિ તે.
વિલંબ—ઢીલ, વાર.
વ્યભિચારણી—જાર કર્મ કરનારી.
સાક્ષાત—પ્રત્યક્ષ.
સમ્મતિ—કબુલાત.
સિદ્ધાંત—નિર્ણય, ઠરાવ.
સંતતિ—પ્રજા, છોકરાં.
શેષાધિકારી—બાકી રહેલી મિલકતના અધિકારી, શેષધન લેનારા.
શેષધન—બાકીની મિલકત.
સર્વસ્વ—બધું, તમામ.
સહઉત્તરાધિકારી—ભેગા અથવા એકઠા ઉત્તરાધિકારી.
સ્ત્રીભાવે—વહુની પેઠે.
સત્તા—અખતિયાર, બળ.

સ્વીકારવું—માનવું, કબુલ રાખવું, અંગીકાર કરવું.

સ્થિતિ—હાલત, દશા.

સમય—વખત, વેળા,

શ્રેષ્ઠતા—મ્હોટાપણું, વડાઈ.

સ્વતંત્રતા—છુટાપણું, પરસ્વાધીનપણું નહી તેવી સ્થિતિ, ગુલામી નહી તે.

સામાન્ય—સાધારણ.

સંતાન—છોકરાં, પ્રજા, સંતતિ.

સંપૂર્ણ—પૂરૂં.

સ્થાનિક—અમુક જગ્યાને લગતું.

સ્થાપન—મંડાણ.

હાની—જતું રેહેવું, નાશ થવો, ખોવાઈ જવું તે.

હયાત—જીવતું.

હવાલો—સુપ્રત, સોંપણી.

જ્ઞાન—જાણપણું.

---

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| આખા પુસ્તકમાં | | વશિયતનામુ | વસિયતનામું. |
| ,, | | બક્ષીસ | બક્ષિસ. |
| ,, | | મીલ્કત | મિલ્કત. |
| ,, | | રીવાજ | રિવાજ. |
| ,, | | વીલ | વિલ. |
| ,, | | સબંધી | સંબંધી. |
| ,, | | સબંધ | સંબંધ. |
| ,, | | પુર્ણ | પૂર્ણ. |
| ,, | | સતુત્તિ | સંતતિ. |
| ,, | | વચે | વચ્ચે. |
| ,, | | દિવશ | દિવસ. |
| ,, | | કરયું–કુરયા | કર્યું–કર્યા. |
| ,, | | બદ્ધિ | બધી. |
| ,, | | હોરમાન | ગ્મોરમાન. |
| ,, | | દુર | દૂર. |
| ,, | | અગ્રક્રિયાધિકાર | અગ્રક્રયાધિકાર. |
| ,, | | સ્થીતિ. | સ્થિતિ. |
| ,, | | ગુજરયા | ગુજર્યા. |
| ,, | | ઠરયું | ઠર્યું. |
| ,, | | ફરજંદ | ફરજંદ. |
| ,, | | ક્રત | કૃત. |
| ,, | | શાબીત / શાબેત | સાબીત. |

| | | | |
|---|---|---|---|
| ૪ | ૮ | જેનો | તેના. |
| ૫ | ૧૬-૧૭ | જેષ્ટત્વનો | જે[illegible]ત્વના. |
| ૧૫ | ૧૮ | લક્ષ્ય | લક્ષ. |
| ૨૫ | ૩-૧૫ | પુર્વજો | પૂર્વજો. |
| ૨૬ | ૧ | દિકરીયો | દિકરીઓ. |
| ૨૭ | ૧૩-૧૭ | ઘુચવણ | ગુંચવણ. |
| ૩૦ | ૧૪ | સખ્યાઓ | સંખ્યાઓ. |
| ૪૬ | ૬ | સગુ | સગું. |
| ૪૯ | ૫ | કરાક | કરાર. |
| ૫૧ | ૧૦ | વેચાનારે | વેચનારે. |
| ૫૩ | ૧૩ | ભેગુ | ભેગું. |
| ૬૦ | ૧૧ | વીલંભ | વિલંબ. |
| ,, | ૨૨ | સીલિંગ, પેન્શનો | શિલિંગ, પેન્સનો. |
| ૬૩ | ૧૫ | સગ્રે | સંગ્રહે. |
| ૭૪ | ૯ | અંસને | અંશને. |
| ૭૮ | ૧૭ | કૌસ | કૌસ. |
| ૭૯ | ૯ | અલાયધા | ઇલાયદા. |
| ૮૬ | ૨૧ | ખુલ્લુ | ખુલ્લું. |
| ૯૪ | ૧૪ | જાગીદારે | જાગીરદારે. |
| ૯૮ | ૪ | શીતેર | સિત્તેર. |
| ૧૦૮ | ૧ | જવાનીના | જુવાનીની. |
| ૧૧૧ | ૬ | ઉડાઉતા | ઉરાડતા. |
| ,, | ૧૨ | ઉડાડે છે | ઉરાડે છે. |
| ૧૧૩ | ૨૦ | પ્રાતિતાદીના | [illegible]તિપાદીના. |
| ૧૧૯ | ૨૨ | મૂતદાન | મૂત[illegible]ન. |

| | | | |
|---|---|---|---|
| ૧૨૨ | ૧૨ | ભાષાન્તર કર્થા | ભાષાન્તરકર્તા. |
| | ૧૫ | શીષાધિકારી | શેષાધિકારી. |
| ૧૨૮ | ૨૨ | વીધમાન | વિધમાન. |
| ૧૩૫ | ૪ | ડીશંબર | ડીસેમ્બર. |
| ૧૫૧ | ૧૦ | વારસામાંના | વારસોમાંના |
| ૧૬૦ | ૧૭ | આસ્તીક | આસ્તિક. |
| ,, | ,, | પ્રમાણીક | પ્રમાણિક. |
| ૧૬[illegible] | ૧૭ | ગણાતું | ગણાતી. |
| ૧૬૬ | ૪ | તેનું | તેની. |
| ,, | ,, | શકતું | શકતી. |
| ૧૬૮ | ૧૧ | વસ્તુનું | વસ્તુની. |
| ૧૭૧ | ૪ | નીઃસંશય | નિઃસંશય. |
| ,, | ,, | થએલું | થયલી. |
| ૧૭૨ | ૪ | ત્રફથી | તરફથી. |
| ૧૭૫ | ૫ | આવેલું | આવેલી. |
| ,, | ૭ | આવું | આવી. |
| ,, | ,, | આવતું | આવતી. |
| ૧૮૧ | ૨૩ | શક્તી | શક્તિ. |
| ૧૮૬ | ૧૬ | જયારી | જારી. |
| ૧૮૭ | ૧૫ | પુરતું | પૂરતું. |
| ૧૮૯ | ૬ | પૂણ | પૂર્ણ. |
| ૧૯૦ | ૧૬ | કૂરતા | ક્રૂરતા. |
| ૨૦૫ | ૨૦ | સમએ | સમયે. |
| ૨૦૧ | ૬ | વડીલોપાર્જીત | વડીલોપાર્જિત. |
| ,, | ૬ | સીર છે | શિર છે. |

# જાહેર ખબર.

## જાણવાજોગ વેચવાના પુસ્તકની યાદ.

૧) મુંબાઇ હાયકોર્ટના દિવાની ફેંસલા, વા. ૧ થી ૭ સુધીના સારાંશમાં.
૦) ગામ પોલીસ આકટ સન ૧૮૬૭ નો ૮ મો.
૦॥ દીસ્ત્રીકટ પોલીસ આકટ સન ૧૮૯૦ નો ૪ થો.
૧ કરાર આકટ, સન ૧૮૭૨ નો ૯ મો.
૪) ન્યાયતત્વનાં સન ૧૮૭૧-૭૨-૭૩ અને ૭૪ એ રીતે ચાર સા લોનાં પુસ્તક ૪ ના.
૦॥ પીનલકોડ સન ૧૮૬૦ નો ૪૫ મો.
૩) કલકત્તા હાયકોર્ટના ૧૮૬૬ થી તે ૧૮૭૧ સુધી, એટલે વાલ્યુમ ૮ માથી તે ૧૫ મા સુધી, દિવાની ૧૦૦૦ ફેંસલાનો સાર.
૩) રેવન્યુ કાયદા ૧૮૨૭ થી ૧૮૭૫ સુધીના.
૪) ફોજદારી ફેંસલા વા. ૧ તે ૧૨ માના, એટલે સન ૧૮૬૩ થી તે ૧૮૭૫ સુધીના.
૪) ફોજદારી ફેંસલા ભાગ બીજો સન ૧૮૭૬ થી તે સન ૧૮૮૦ સુધીના.
૦॥ રજીસ્ટર આકટ, સન ૧૮૭૭ નો ૩ જો.
૫) દિ. ફોજદારી. ૩૦૦૦ ફેંસલાની ડાઇજેસ્ટ.
૦॥ વ્યવહારમયુખ તા. મીતાક્ષરાનો સાર.
૪) મીતાક્ષરા મોટું.
૦॥ મુદતનો આકટ, સન ૧૮૭૭ નો ૧૫ મો.
૧॥ ત્રાલમીનકોડ ટકાવાળો.
૧ પુરાવનો આકટ, (સન ૧૮૭૨ નો ૧, ૧૮ મો) થોડી ટીકા સાથે.
૧) અપ્રાધશોધક.
૭) દિવાની ટીકાનો કાયદો, પ્રથ ૧૮૮૨ નો.
૦॥ સ્ટાંપ આકટ, સન ૧૮૭૯ નો ૧ લો.

